# શરીર રક્ષક કે આરોગ્યતાની ચાવી.

દીનચર્યા, ઋતુચર્યા અને કુદરતી પાળવાના નિયમો

યાને

આરોગ્ય, દોલત અને આબાદીનો રસ્તો બતાવનાર

## ઉત્તમ આયુર્વેદિક પુસ્તક.

લેખક અને પ્રકાશક,

**રાજવૈદ્ય ગુલભાઈ જીભાઈ પઠાણ.**

ઠે૦ ગાંધી રોડ [illegible] અમદાવાદ [ગુજરાત].

ધોળકા,

શ્રી "રોયલ કોરોનેશન" પ્રિન્ટીંગ પ્રેસમાં

મેનેજર ઇબ્રાહીમ મીયાંભાઈએ છાપી.

આવૃત્તી બીજી          પ્રત ૩૦૦૦

વિક્રમાર્ક ૧૯૮૩          સને ૧૯૨૬

એક પોસ્ટ ખર્ચ આપવાથી તદ્દન મફત.

# પ્રસ્તાવના.

પરમ કૃપાળુ પરમાત્માએ મનુષ્ય દેહને ઉત્તમકોટિનો બનાવેલો છે. તેના હજારો ઉપકાર મનુષ્ય જાતિ ઉપર છે, તેણે મનુષ્યને જડ અને ચેતન વસ્તુઓ ઉપયોગ માટે આ સૃષ્ટિમાં સરજાવી છે. એટલુંજ નહિ પણ ધાતુ-રત્ન વગેરે અમૂલ્ય શણગારરૂપ અનેકાનેક ચીજો મનુષ્ય માટેજ નીર્માણ કરી છે. તો મનુષ્યની મુખ્ય ફરજ એ છે કે, તેના કોટાવધિ ઉપકારોનો યત્કિંચિંત બદલો વાળવા તેની સ્નેહ ભાવે ભક્તિ કરવી જોઈએ

ભક્તિમય બનવા અગર ઇશ્વર પરાયણ થવા માટે શારીરિક શક્તિ અને દ્રઢ મનની અવસ્યકતા છે. સાફ અને વિમળ હૃદયથી એકાગ્ર-ચિત્તથી ભક્તિમય બનતા દિલની અંદરનો પ્રકાશ સ્વચ્છ થાય આવી રીતે જીવન સાફલ્યનું પ્રથમ પગથીઉં પસાર કરે તો મુદ્દતો પછી હકીકી ઇશ્ક (સાચો ભક્તિભાવ) ની લગની-લેહ લાગતા ઉત્તમ દેહની ઉત્તમતા સાબિત કરી શકાય.

જ્યારે શારીરિક સંપત્તિ સારી હોય ત્યારેજ સર્વ પ્રકારનું સુખ આ નાશવંત દેહ ભોગવવા ભાગ્યશાળી થાય. મનુષ્ય માત્રને કંઈપણ કરી બતાવવાની અને આ લોક તથા પરલોક માટે સુખનાં સાધન એકઠા રવાની ખાસ જરૂર છે અને તેનો મુખ્ય આધાર શરીર છે. શરીર દુરસ્ત કિંવા રોગ રહીત હોય ત્યારેજ દરેક ધારણા પાર પાડવા

તે હિંમત કરી શકે છે. અને ફતેહમંદી મેળવે છે. શરીર નબળું, પોચું, રોગિષ્ટ હોય તો તેનું મન નબળું અને શંકાશીલ રહે છે જ્યારે મન આવી રીતે રહે તો તે પોતા માટે ભારરૂપ લેખે તો બીજા માટે તે શું કરી શકે વારૂ?

આ ઉપરથી સ્પષ્ટ દેખાય છે કે, દરેક મનુષ્યે પોતાની શારીરિક સંપત્તિ સંપૂર્ણ કાળજીથી જાળવવી જોઇએ. અને શરીર નિરોગી, મજબુત રાખવું જોઇએ. અને તેને માટે ખાવા પિવા વગેરેમા તથા કાર્ય કરવામાં નિયમિત થવું જોઇએ. વળી શરીરના બંધારણ મુજબ યોગ્ય કસરત કરવી અને શરીર સુખાકારીના અન્ય નિયમો જાળવવા. જો આવી રીતે મનુષ્ય ચાલે તો વૈદ્યો-ડૉક્ટરોને તેમના બીલો ચૂકવવા પડે નહિ. એટલુંજ નહિ પણ અન્યાન્ય ફાયદા તે મેળવી શકે

ઉપર જણાવેલા નિયમો પાળવામા કોઇપણ પ્રકારે તકલીફ પડતી નથી તેમ પૈસા વગેરેનું ખર્ચ કરવું પડતું નથી. અને તેનાથી બેદરકાર રહેનાર હરકોઇ વ્યક્તિ રોગનો ભોગ થઇ પડી શરીર, મન વગેરે નકામાં કરે છે એટલુંજ નહિ પણ ખોળીયાના અવયવોને પણ અસ્વસ્થ બનાવે છે વળી કેટલાક ખરાબ કુટેવોના ભોગે અને અ-નીતિમય રસ્તે જતાં વીર્યહીન થઇ અલ્પાયુષ્યમાંજ પરલોક ગમનના
ત્વા તરફ પ્રયાણ કરે છે. !! અફસોસ !

ચાલુ જમાનામાં ઘણાએ માણસો બચપણમાં, ભરજુવાનીમાં કે જુવાનીની શરૂઆતમાં હસ્તદોષ જેવી મહા ભયંકર કુટેવોના સકંજામાં સપડાઇ જાય છે તો કેટલાક દુર્વ્યસનોમાં અને કેટલાક અતિ સ્ત્રી વિહારમાં પડી આ સુખરૂપ સંસારમાં નર્કાગાર બનાવી પોતે જિંદગીથી કંટાળે છે અને વધુ દુઃખ સહન નહિ થતાં જીવનદોરી વિના કારણ આપઘાત કરી તોડી નાખે છે અને દરબારે હજુર ચાલી નીકળે છે.

પ્રિય વાંચક વર્ગ ? મારી અલ્પમતિ અનુસાર આ લઘુ પુસ્તક જન-સમુહના હિતાર્થે બાહેર પાડવામાં આવ્યું છે, તેમાં દરેક સ્ત્રીએ અને પુરુષે કેવી રીતે ચાલવુ તેનો વિગતવાર ખુલાસો કરવામાં આવ્યો છે. અને કોઇપણ વ્યક્તિ તેને અથઇતિ વાંચી મનન કરે તો પોતે રોગથી દૂર રહી શકે અને અનેકાનેક ફાયદા ઉઠાવી શકે એમ છે.

માણસ માત્ર ભૂલને પાત્ર છે, એ નિયમાનુસાર ઘણાઓથી નિયમો બરાબર પળાતા નથી અગર જાણી જોઇને શરીર સંભાળવામાં બેદરકાર રહેવાય છે જેથી કેટલાક રોગો વ્હોરી લે છે. અને સમય જતા તે રોગો ઘર કરીને રહે છે જેથી તેની વેદના ને ભોગવે છે.

અમારા પરમપૂજ્ય ગુરુશ્રી સંસાર વિરક્ત મહાત્મા ગોવિંદદાસજીની અગાધ કૃપાથી આ ફાર્મસી કાઢવા કિંકર શક્તિમાન થયો છે અને અનેક સાધુ, ફકીર, સંત, યતિ વગેરેની સેવાઓનું ફળ છે”

આશીર્વચનોથી મેળવવા ભાગ્યશાળી થયો છું. જેથી તેઓનો હું અત્યંત ઋણિ છું અને પરમકૃપાળુ–દયાળુ પરમાત્મા પાસે ઇચ્છું છું કે એવા એવા પ્રભુમય મહાત્માઓની શુભાશીશ અહરનિશ મળતી રહે ! અસ્તુ.

આ લઘુ પુસ્તકમાં રોગના કારણ, દીનચર્યા, ઋતુચર્યા વગેરેનું વર્ણન કરવામાં આવ્યું છે. અને અનેક મહદ ગ્રંથકારોના પ્રાચિન પ્રયોગાનુસાર દવાઓ નેકનામદાર ઠાકોર સાહેબની દેખરેખ નીચે તૈયાર કરવામાં આવે છે.

દવાઓ, ભષ્મો, પ્રયોગો વગેરે તૈયાર કરવામાં ચરક, સુશ્રુત, વાગ્ભટ્ટ, માધવનિદાન, ભાવપ્રકાશ, યોગ્યરત્નાકર, હારિતસંહિતા, સારંગધર, રસરાજસુંદર વગેરે અમૂલ્ય ગ્રંથોનું મનન કરી તૈયાર કરવામાં આવે છે જેથી તે સર્વ ગ્રંથ કર્ત્તા મહાત્માઓનો આ સ્થળે દીલ અને જાનથી ઉપકાર માનું છું.

સેવક આશા રાખે છે કે હરકોઇ મનુષ્ય સ્ત્રી કે પુરૂષ આ લઘુ પુસ્તક વાંચી મનન કરશે તો મારો પ્રયાસ સફળ થએલો માનીશ.

**सुज्ञे षु किं बहुना.**

મુ. કોઠ ગાંગડ સ્ટેટ.
જીલ્લે અમદાવાદ
૧૦–૬–૨૬

લી૦ જનસેવક,
**વૈદ્ય ગુલભાઇ જીભાઇ પઠાણ.**
વ્યવસ્થાપક ભાલ આયુર્વેદિક ફાર્મસી.

# શરીર રક્ષક
## કે
# આરોગ્યતાની ચાવી.

**धर्मार्थ काम मोक्षणां, शरीर साधनं यतः**

અર્થ-ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચાર પદાર્થો આ મનુષ્ય જન્મના મુખ્ય સાધનો છે, એ ચારે પદાર્થને સાધ્ય કરવા માટે શરીર એજ મુખ્ય સાધન છે, તો આ લઘુ પુસ્તકના નિયમોનુ પાલન કરી આરોગ્યવાન બનો.

## ઉગતી પ્રજાનું કર્ત્તવ્ય.

આપણે આપણી આસપાસની. દરેક વસ્તુનું જ્ઞાન આ જગતમાં ધરા-વીએ છીએ, અને તે જ્ઞાન કરવા સારૂ દરેક ધંધામા જોડાઇયે છીએ, ને તે કામ શીખવા માટે પુસ્તકો, શાળાઓ કારખાનાઓ વગેરેમા તાલીમ લઇએ છીયે. અને તેના સાધનો જગતમાં દિન પ્રતિદિન વધતા જાય છે પણ આપણે દરેક વસ્તુ કર્મ ધર્મ, મોક્ષ કાન્યિષ્ઠ જીંદગીમા સ્વાર્થ કિંવા પરમાર્થ કરીએ છીએ તે સાધન રૂપ અમૂલ્ય વસ્તુ શરીર છે. તે સંબંધી સામાન્ય રીતે આ બાબતમાં ખરૂ જ્ઞાન આપવામા આવતું નથી એ કેટલા અફસોસની વાત છે. તે સબંધી મારી અલ્પ બુદ્ધિથી કાંઇક બે બોલ લખવા માગું છું.

હે! આર્ય બંધુઓ વિચારો કે આપણા પૂર્વજો કદાવર બાંધાના, બળ-

---

વાભાવિલાસ એ શ્રી મહાત્માએ. બનાવેલી દૈવી ગુટિકા

વાન, મજબુત રોગ રહિત અને સેંકડો વરસની આયુષ્ય ભોગવતા હતા. આપણે તેના વંશજો હોવા છતા અત્યારે ઠીંગણા બાંધાના, કમજોર, રોગિષ્ટ અને ટુંકી આયુષ્યવાળા શાથી થયા? તેના ખાસ મુખ્ય કારણો તો એજ છે કે આપણું બળબીજ (વીર્ય) નબળું પડવાથી આપણી-આર્યપ્રજા આવી અધમ ગતિએ આવી પહોચી છે, બળબીજ બગડવામાં કેટલાક કારણો ઉત્તરોત્તર કાળથી ચાલતાં આવે છે. તે બાબત જાણવી જોઈએ. (૧) ઉગતી પ્રજા ઘણીજ નઠારી કુટેવોનો ભોગ થઇ છે. (૨) બાળલગ્ન (૩) દુર્વ્યસનો અને વ્યભિચાર, વગેરે ઉપલા કારણોથી આપણુ બળબીજ (વીર્ય) નબળું પડી શરીર રોગિષ્ટ થયા અને આવા કાવત વિનાના બીજથી જે પ્રજા બળહીન ને રોગવાળી થાય તેમા શું નવાઈ? એક ગ્રામ્ય કહેવત છે કે "વડ જેવા ટેટા ને બાપ તેવા બેટા" અર્થાત આ કહેવત સત્ય છે જેવું બી વાવશો તેવું ફળ પામશો. એ કુદરતનો કાયદો છે. એક બાગવાન યા ખેડુત હશે તે પોતાના બાગમા યા ખેતરમા સારામા સારૂ બી લાવી ઘણી માવજત સાથે તેને યોગ્ય જગામાં વાવી તેની બરાબર રીતે સંભાળ રાખી તેની માવજત કરશે તો કુદરત તેને જરૂર સારૂં ફળ આપશે. તેજ પ્રમાણે આપણા પૂર્વજોનું બળબીજ (વીર્ય) અત્યારે આપણામા કમતાકાતને નિર્માલ્ય થઇ ગયું છે. તેને હરેક રીતે સુધારી પોતામાં જે ખરાબ આદતો હોય તે કાઢી યોગ્ય નિયમોથી ચાલીશું તો જરૂર આપણા પૂર્વજો પ્રમાણે થોડાઘણા અંશે થઇ શકીશું. આપણે શારિરિક હાલતમાં આવ્યા પછી હરેક કામ કરવામાં શક્તિમાન થઇ શકીશું.

હાસ્યા દિન પ્રતિદિન પુષ્પ કુસુમના જુવાનીઆઓ સેંકડે ૮૦ ટકા પાંવિલાસમા દૈવી ચમત્કાર છે.

નઠારા સોબતથી એક બીજા સૃષ્ટિવિરુદ્ધ કર્મ મૈથુન કરે છે, હાથ રસ જેવી કાતિલ કુટેવોના પંજામા સપડાઈ, કાચી વયે, પોતાનું વીર્ય તોડી નાખી ગેર ઉપયોગ કરી પોતાના શરીરની ખાનાખરાબી કરી નાખે છે. તે ખરાબ આદત એટલી કાતિલ છે કે તેના પંજામા સપડાયા પછી જીંદગીની પાયમાલી થયા વિના છુટકો થતોજ નથી, શરીરમાથી કાચું વીર્ય તુટવાથી શરીરને એકદમ આંચકો લાગે છે, માણસનું શરીર અદભૂત રચનાનું છે તેમા પણ સઘળા ભાગો કરતાં શરીરમાં મનુષ્યોની વૃદ્ધિ કરનારા ભાગનો વ્યાજબી ઉપયોગ કરવાને બદલે ગેરવ્યાજબી ઉપયોગ થવાથી ઉપર બતાવેલી મહા હાનિકારક કુટેવોથી તેની શક્તિને તોડી નાખી પાયમાલ થતાં ઘણા માણસો આપણી નજરે જોવામા આવે છે.

આ ઝેરી ને કાતિલ કુટેવના ફંદામા દરેક દેશના જુવાનીઆઓ આવી પડે છે, આ કુટેવનું નીચ કર્મ સઘળા દુરગુણોમાં સૌથી વધારે ભયંકર દુર્ગણ છે ને મોટામા મોટું પાપ છે. ચોરી કરવી, જુગાર ખેલવો, ધુતારા થવું, વિશ્વાસઘાત કરવો વગેરે આવા ભયંકર પરિણામો એ આ નીચ કાતિલ કુટેવનુંજ પરિણામ. આ બુરી કુટેવનું ઝેર શરીરમા દાખલ થયા પછી ગમે તેવા બળવાન જુવાનને પણ શરીર બાળી નાખી, મુખાબી ગાલો ફીકા કરી નાખે છે, પાચન શક્તિને મંદ પાડી ઝાડાની કબજીયાત કરી માથામા, પગમા, કમરમા ને બરડાની કરોડમા દર્દ પેદા કરે છે, પોતાના હાથે પોતાના પગ દાબે છે, આખો ઊંડી જાય છે, આંખે અંધારા આવે છે, ચહેરો ફીકો પડી જાય છે, અને શરીરમા જે સત્વ તત્વ કે રાજા રૂપે રહેલ વીર્યનો અભાવ થવાથી સંધીવા, વાઇ, કળતર, શ્વાસ, ખાંસી, ક્ષય, વગેરે હજારો, દર્દો શરારમા દાખલ

"વાણીવિલાસ અમારા ગુરુશ્રીની એક અમૂલ્ય ભેટ છે

થઈ શરીરની પાયમાલી કરી નાખે છે. આ તમામ મહા ભયંકર કાતિલ કુટેવનું પરિણામ છે. શરીરના તમામ અવયવો ખીલતા બંધ પડી ટુંકા થઈ જાય છે. તેમા શરીરનો મુખ્ય ભાગ મૂળમાંથી પાતળો કદમાં ટુંકો ને વક્રતા પામી બળહીન થઇ મુરદાલ થઈ જાય છે આ કુટેવથી મન હંમેશાં ચિન્તા ને ઉદાસમાં રહ્યા કરે છે મગજ શૂન્ય થઈ યાદશક્તિ નાશ પામે છે. કોઇની વાતચીત ગમતી નથી, એકાંત વધારે પસંદ પડે છે, વગેરે તમામ કારણો તે મહા ભયંકર બુરી આદતનુ પરિણામ છે

આ કાતિલ કુટેવના પંજામાં સપડાએલા માણસોને પરણાવે છે તો તેને સંસાર ખારો ઝેર તથા દુઃખમય લાગે છે. આવી બુરી આદતના પરિણામવાળુ બળબીજ સુધાર્યા વિના સંતાન થતું નથી કદાપિ થાય છે તો રોગિષ્ટ ટુંકા આયુષ્ય વાળું હોય છે, માટે આ બુરી આદતના પરિણામની દરેક દેશના જુવાનીઓને જાણ થાય અને પોતાના બાપ કે વાલી ઉગતી પ્રજાનાં રહેણી કરણી ઉપર બરાબર દેખરેખ રાખે તો ભવિષ્યની પ્રજાનુ બળબીજ બગડતું અટકે અને જીંદગીની પાયમાલી થતી અટકે ને આપણા આર્ય બંધુઓની શારીરિક હાલત સુધરે માટે દરેક માણસને ઉગતી પ્રજા ઉપર પૂરતી દેખરેખ રાખવાની ખાસ જરૂર છે.

જેવી રીતે જુવાનીઆઓ બુરી કુટેવોથી પોતાનુ બળબીજ બગાડે છે તેવીજ રીતે ચાલુ જમાનાની જુવાન બાળાઓ પણ ખરાબ કુટેવોથી શરીરનું સૌંદર્ય ખોઇ બેસે છે અને પ્રદર વગેરે રોગોનો ભોગ થઈ ભવિષ્યમાં બાળકોની માતા થતી અટકે છે તેમને પણ બળબીજ સુધારવાની

---

કામ.વિલાસ અદ્દભૂત વિર્યનો બંધનો છે.

ખાસ જરૂર છે,

## બાળલગ્ન.

એ આપણી ખાનાખરાબીનું નઠારૂં પગથીઉં છે, વળી કેટલાક કોમોમાં પારણામાં સૂતેલા બાળકોના લગ્ન કરી નાખવામાં આવે છે. આપણે વિચાર કરો કે એક જાનવર ખરીદીએ છીએ તો તેની ઉમ્મર, જાત, કુટેવો ને ખામીઓની બરાબર તપાસ કરીએ છીએ. એતો જીંદગીને એક બીજાનો સંબંધ જોડવાનો છે ને ભવિષ્યમાં તેના ઉપરથી નરરત્નો રૂપી ફળ લેવાના છે, તે બાબતનો કશો પણ વિચાર કર્યા સિવાય લગ્ન કરી દેવામાં આવે છે. આપણે અત્યારે કેટલાક દાખલા જોઈએ છીએ કે તેર વરસની બાળાને ફરજંદ થાય છે આ બાબત આપણા દેશની અધમગતિ દેખાડે છે. આટલી ઉમ્મરે ગર્ભ રહેવાથી ગર્ભાશય પકવ થયા વિના જે બાળક થાય છે તે રોગિષ્ટ બળહીન, ટુંકા આયુષ્ય વાળું થાય છે તો લગ્ન માટે ધર્મશાસ્ત્ર ને વૈદકશાસ્ત્ર જણાવે છે કે ૧૨ થી ૧૬ વરસની બાળા સાથે ૧૭ થી ૨૫ વરસ સુધીના પુરૂષ સાથે લગ્ન કરવા જોઈએ.

એક બીજાનો સ્વભાવ શારીરિક બાંધો વગેરેનો બરાબર વિચાર કરી લગ્ન કરવા જોઈએ તે પ્રમાણે ન થતાં કાચી ઉમ્મરમાં લગ્ન કરવાથી વિદ્યાકળાનો નાશ થાય છે. ને કાચી ઉમ્મરમાં વીર્ય તુટવાથી શરીર નષ્ટ થઈ જાય છે તો આવા સંજોગોમાં આવેલા માણસોએ પોતાનું બળબીજ ખાસ સુધારવું જોઈએ દરેક જ્ઞાતિના આગેવાનો સમજે અને બાળલગ્ન બંધ કરે ને આટલી અમુક ઉમ્મરેજ દીકરા દીકરીના લગ્ન

કરવા અને એવો ઠરાવ કરે તો આ દુષ્ટ રિવાજ બંધ થાય ને આપણી ભારત ભૂમીની ઉન્નતિ થાય તો દરેક માણસો આ બાબત ઉપર ખાસ ધ્યાન ખેંચશે એવી આશા છે.

## પ્રાચિન વિવાહ.

પ્રાચીન કાળમા આઠ વરસનું બાળક થયા પછી ઉપવિત સંસ્કાર કર્યા પછી વિદ્યાભ્યાસ ૨૪ વરસ સુધી કરવામા આવતો તે દરમીયાન અસ્ખલિત બ્રહ્મચર્ય પાળવામાં આવતું ત્યારબાદ ૨૫ વરસે યોગ્ય કન્યા સાથે લગ્ન કરવામા આવતા આથી બરાબર બળબીજ સચવાઇ રહેવાથી જે ફરજંદ થતા તે મજબુત બાંધાના રોગ વિનાના બુદ્ધિવાન પરાક્રમી અને લાંબા આયુષ્યવાળા થતા, કેટલાક ઐતિહાસિક ગ્રંથો જોતા આપણા આર્યાવર્ત્તમા જે જે પરાક્રમી નર રત્નો થઇ ગયા તે તે પુખ્ત વયે રક્ષેલા બળબીજના સંતાનો હતા માટે દરેક બાન્ધવોનું આ બાબતમા ધ્યાન ખેંચવા મારી અરજ છે.

## બ્રહ્મચર્ય.

આપણું શરીર સાચવવું તથા આપણા બાળકોની તન્દુરસ્તી જાળવવી તે ફરજ દરેક માણસને પહેલી છે શરીર સાચવવાથી દરેક કામ માણસ સહેલાઇથી કરી શકે છે શરીરના સંરક્ષણ માટે આયુર્વેદિકમા કહેલા નિયમોના જ્ઞાનની અને તે પ્રમાણે વર્તવાની ખાસ જરૂર છે. તેમાએ મુખ્ય બળબીજ ને બરાબર સાચવવાની ખાસ જરૂર છે. તો તેનુ રક્ષણ કરવા માટે દરેક માણસે પુખ્ત ઉમ્મર સુધી બ્રહ્મચર્ય પાળવું જોઇએ શાસ્ત્રમા નીચે પ્રમાણે આઠ પ્રકારે બ્રહ્મચર્ય પાળવા લખ્યું છે.

---

વામાવિલાસ શરીરને રૂષ્ટપુષ્ટ કરે છે.

૧ સ્ત્રીનું સ્મરણ ન કરવું, ૨ સ્ત્રી સાથે રમણ ન કરવું, ૩ સ્ત્રીના ગુણનું વર્ણન ન કરવું. ૪ સ્ત્રીને સકામ દ્રષ્ટિથી ન જોવી, ૫ સ્ત્રીના સાથે એકાંતમા છાની વાત ન કરવી, ૬ સ્ત્રી સંબંધનો મનમા સંકલ્પ ન કરવો. ૭ સ્ત્રીના સંબંધમા કોઈપણ પ્રકારનો મળવા વગેરેનો નિશ્ચય ન કરવો. ૮ સ્ત્રીનો શારીરિક સંગ ન કરવો.

આ આઠ પ્રકારના નિયમો પાળવાથી બળબીજનો યોગ્ય ઉમ્મરેજ વ્યય થાય છે. આથી બળ, બુદ્ધિ, કાન્તિ શરીરનો બાંધો મજબુત થઇ દુનીઆદારીના કામોમા ઉત્સાહ સાથે નિરોગી શરીર રહી લાંબુ આયુષ્ય ભોગવે છે. આ લોકને પર લોકમા તેનું સાર્થક થાય છે વીર્ય એ આપણી જીંદગીને ટકાવી રાખનાર અમૂલ્ય વસ્તુ છે.

જે આપણે ખોરાક ખાઇએ છીએ તેને અનુક્રમે રસ, રક્ત, માંસ મેદઅસ્થિ, મજ્જા ને છેવટ બળબીજ (વીર્ય) થાય છે વીર્ય એજ શરીરનું સત્વ તત્વ કે શરીરનો રાજા છે જેમ દુધમા ઘી અને શેરડીમા રસ ગુપ્તપણે રહેલ છે તેજ પ્રમાણે આપણા શરીરમા વીર્ય રહેલું છે

વૈદ્યક શાસ્ત્રના નિયમ પ્રમાણે જે આપણે ખોરાક ખાઇએ છીએ તેનુ લગભગ એકમાસે વીર્ય થાય છે એમણ અનાજમાથી બશેર લોહી થાય છે અને બશેર લોહીમાથી ૨થી ૨॥ રૂપીયાભાર વીર્ય થાય છે એક વખતના વીર્યપાતમા ૨ થી ૨॥ રૂપીયાભાર વીર્ય જાય છે ને તેટલા વીર્યમા ૪ કરોડ જંતુઓ હોય છે ને તેને સૂક્ષ્મ દર્શક યત્ર વડે જોવાથી આ જંતુઓ પ્રત્યક્ષ ગતિવાળા દેખાય છે. તો ખરેખર એક વખતના વીર્યનો ગેર ઉપયોગ તે ૪ કરોડ જંતુને મારવા બરાબર છે તો તેનો કોઇપણ રીતે નકામો વ્યય ન કરવો જોઇએ માણસો પૈસાનો કરકસર કરી ચાલે

---

વાચાવિલાસ દરેક જાતના દર્દોને નાશ કરે છે.

છે પણ એક અમૂલ્ય ચીજ બળબીજ છે ને તેના ઉપર પૈસા, ટકા, માલ મીલકત આરોગ્ય, આયુષ્ય ભોગવવાનો આધાર છે, અને આખી જીંદગીનું જીવન છે તેનો કોઈ હિસાબ કે મનમાં લાગણી રાખતું નથી. અને આજ કાલના જુવાનીઆઓ હાથરસ સૃષ્ટિકર્મ વિરૂધ્ધ મૈથુન અતિ સ્ત્રી સેવન વગેરે કાતિલ કુટેવોમા સપડાઇ કાચા વીર્યને તોડી શરીરને ખરેખરો ધક્કો પહોંચાડે છે.

પ્રાચિન ધર્મ શાસ્ત્રના પુસ્તકો શાક્ષી આપે છે કે **હનુમાનજીને ભીષ્મ પિતામહ જીવન પર્યંત બ્રહ્મચારી રહ્યા હતાં** બ્રહ્મચર્યના પ્રભાવથી હનુમાનજીએ સમુદ્રનું ઉલ્લંઘન કરી અસંખ્ય રાક્ષસોની વચમા રાવણ જેવા મહાવીર યોદ્ધાને હરાવી લંકાં જીતી હતી. ને ભીષ્મ પીતામહે મહાભારતના યુધ્ધમાં કૌરવોની આબાદી માટે તેમનો પક્ષ સ્વીકારી શ્રી કૃષ્ણ જેવા રણવીર યોદ્ધાની પ્રતિજ્ઞાનો ભંગ કરાવી પોતાની પ્રતિજ્ઞાને અખંડ રાખી હતી અને આધુનિક સમયમા પ્રોફેસર રામમૂર્તી જેવા ઘણા સેંકડો બ્રહ્મચર્યના પ્રતાપથી લોકોને અચંબો પમાડે છે આવા મહાબળિષ્ટ વીર્યનો આજકાલના જુવાનો હાથરસ સૃષ્ટિકર્મ વિરૂધ્ધ કર્મ વગેરે કાતિલ કુટેવોથી કાચા વીર્યને તોડી નાખી ગુહ્ય અવયવની પાયમાલી કરી નાખે છે વળી તે ભાગ બળહીન થઇ કદમા ટુંકો મૂળમાથી પાતળો ને વાંકો થઈ જાય છે અને વીર્યનો ક્ષય થાય છે શરીરમાં અશક્તિ આવી અનેક રોગો થઈ અકાળકાળે મૃત્યુને વશ થાય છે માટે દરેક માણસ પોતાનું વીર્ય સુધારી બ્રહ્મચર્ય પાળી નિયમિત જીવન ગાળે તોજ આપણા પૂર્વજોની બરાબરી આપણે કરી શકીએ અને ત્યારેજ આપણા દેશનો ઉદય રવિ ચમકાવી આશા

---

વામાવિલાસમાં વિજળિક શક્તિ છે.

રાખીશું

## સ્ત્રી પુરૂષોએ પાળવાના અગત્યના નિયમો.

સ્ત્રી જ્યારે ઋતુમા આવે છે (છેટે બેસે) ત્યારે પોતાના ધણીથી અલગ રહેવું અને નીચે પ્રમાણેના નિયમો પાળવા. દિવસે સુવું નહિ આંખમા અંજન આજવુ નહિ; રોવું નહિ, સ્નાન કરવું નહિ, નખ ઉતારવા નહિ, જમીન ખોતરવી નહિ, દોડવું નહિ; બહુ બોલવું કે હસવું નહિ, શરીરને ભારે મહેનત આપવી નહિ. બહુ તીખા ખાટા ને ગરમ પદાર્થો ખાવા નહિ, સાદો ને પૌષ્ટિક ખોરાક ખાવો. વૈદકશાસ્ત્ર કહે છે કે ઋતુમતી સ્ત્રીને દિવસે સુવાથી, પ્રજા ઉંઘણસી થાય છે, અંજન આજવા ને રોવાથી આંધળી કે આંખોના રોગ વાળી થાય છે, સ્નાન કરવાથી દુઃખીને છાતીના રોગ વાળી થાય છે, નખ ઉતારવાથી નખના રોગ વાળી. બહુ હસવાથી દાત, હોઠ ને જીભ ઉપર જરા કાળાશ વાળી, જમીન ખોતરવાથી માથામા ટાલ, ઉદરી વગેરે રોગ વાળી, ને બહુ મહેનત કરવાથી કદ રૂપી થાય છે, તો ઋતુમતી સ્ત્રીએ ઉપરના નિયમો પાળવા પળાવવાના ખાસ જરૂર છે ને હંમેશા નીતિમય ધર્મ શાસ્ત્રના પુસ્તકોનું અધ્યયન કરવુ જોઈએ. ને પુરૂષે પણ ઋતુમતી હોય ત્યારે તેના પ્રત્યે કામ વાસનાની દ્રષ્ટિથી જોવી નહિ ને સ્ત્રીને દુધ ઘી ને પૌષ્ટિક ખોરાક આપવો. વાજી કરણ (ઘોડાના જેટલું બળ આપનાર) ઔષધનો પ્રયોગ કરી વીર્યને બળિષ્ટ બનાવવું ધર્મ પુસ્તકો વિદ્વાનોના જીવન ચરિત્રો અને નીતિમય ગ્રંથો વાંચવા ને નીતિમાન રહેવું. આ તમામ અસર ભવિષ્યમા થતી પ્રજા ઉપર થાય

છે માટે પતિ પત્નિ બન્નેએ ઉપરના નિયમો પળાવવા ખાસ કાળજી રાખવી જોઇએ

# મરજી પ્રમાણે બાળક ઉત્પન્ન કરવાની રીત.

ઉપર પ્રમાણે નિયમો પાળી ચોથા દિવસે સ્નાન કરી જગતકર્તાનુ ધ્યાન ધરવું ને ઋતુકાળના દિવસથી છઠે, આઠને, દશમે, બારમે દિવસે મતલબ કે બેકી વાળા દિવસોએ બન્ને જણાએ ધર્મ શાસ્ત્ર અને મહંત પુરૂષોના જીવન ચરિત્રને નીતિમય વિચારો મનમા રાખી ઋતુદાન આપવું. ઋતુદાન માટે મધ્ય કાળ, મધ્ય, રાત્રી, સાયંકાળ અને સવાર આટલા ટાઇમો વર્જિત છે એ ત્યજ નાથી, વૈદક શાસ્ત્રના નિયમ પ્રમાણે રૂતુમતી સ્ત્રીનુ સ્નાન કરી રહ્યા પછીના એકીવાળા દિવસ વીર્ય બળવાન હોય છે ને બેકીવાળા દિવસ પુરૂષનુ વીર્ય બળવાન હોય છે તો એકીવાળા દિવસે ૠતુદાન આપવાથી ગર્ભનુ સંતાન દીકરી અને બેકીવાળા દિવસે પુત્ર થાય છે એ યાદ રાખવુ. સ્ત્રી પુરૂષોએ સુવાનો ઓરડો અને બીછાનુ સ્વચ્છ અને ચોકખી હવા અજવાળાની સોઇ વાળા રાખવા અને તે ઓરડામા દેશના મહાન પુરૂષોના ચિત્રો રાખવા જોઇએ. ઋતુદાન આપવાના દિવસોના સ્ત્રીએ સવારમા ઉઠી પોતાના ધણીનુ મોઢું જોવું અને જે મહાન પુરૂષોની છબીઓ હોય તે તરફ દ્દષ્ટિ કરવી. ગર્ભાશયમા એક કુદરતી એવો કેમેરા છે કે ગર્ભ રહ્યા પછી પહેલા દિવસે સવારમા જે માણસનું મુખ જોવામા આવે છે તે માણસના ચહેરાની છબી પડી જાય છે માટે તે ઉપર પુરતું લક્ષ આપવુ ગર્ભ રહ્યા પછી સ્ત્રીએ સાદો ને

---

વામાવિલાસ ખાલી મગજને ભરપૂર કરે છે

પૌષ્ટિક ખોરાક ખાવા પણ જુદી જુદી ચીજોની ખાવાની ઇચ્છા થાય તો શરીરને નુકશાન કરે નહિ તેવી દરેક ચીજો ખાવા આપવી, બહુ સુઇ રહેવું કે સુસ્ત રહેવું નહિ થોડો થોડો શ્રમ કરતા રહેવું ગર્ભ રહ્યા પછી પહેલા પાચ મહીનામા સ્ત્રીએ શરીર આરોગ્ય ને તન્દુરસ્ત રહે તેવો ખોરાક અને મહેનત કરવી.

કારણકે તે પાચ માસમા ગર્ભાશયમા રહેલા બાળકાનું અવયવ ઘડાય છે અને પાચ માસ પછી મગજ ઘડાય છે ત્યારે ધર્મ શાસ્ત્ર ને મહાન પુરૂષોના જીવન ચરિત્રો અને નીતિમય પુસ્તકોનો સતત અભ્યાસ રાખવો બાળકને જે ધંધામા કુશળ કરવો હોય તે ઉપર પુરતું જ્ઞાન રાખવું માતા ભરત ને ચિત્રકામ કરે તો બાળક એક મહાન ચિત્રકાર થાય ઐતિહાસિક એ દાખલાઓથી આપને ખરાબર જાણાશે જગત મશહૂર નેપોલિયન તેની માતાના ગર્ભમાં હતો ત્યારે તેની માતાએ રણસંગ્રામમા ઉતરી પુરતું પરાક્રમ બતાવ્યું હતું, તે ગર્ભાશયમા તાલીમ પામેલા પુરૂષ આખી દુનીઆને ધ્રુજાવે તેમા શું નવાઈ! મહાન શિવાજી શુરવીર પોતાની માતાના ઉદરમા રહી મહાભારત રામાયણ વગેરે પરાક્રમની પુસ્તકોની તાલીમ લીધેલી હોવાથી જગતમા શુરવીર તરીકે નામના મેળવી તે દેખીતું છે. ઉપલા બે મહાન પુરૂષો એક સાધારણ સ્થિતિના માણસો હતા પણ તેઓએ ગર્ભાશયમાજ પુરતી તાલીમ લીધેલી હોવાથી જગત મશહુર શૂરવીર પુરૂષો થઈ ગયા તેઓ સાધારણ હતા પણ તેમનું નામ અત્યારે મહાન અને અમર છે. તે સર્વે ગર્ભાશય શાળાના અભ્યાસનો પ્રભાવ છે. બહારની દશ બાર વરસની નિશાળ કરતા આ નવ માસની નિશાળ ચઢી જાય છે માટે

---

વામાવિલાસની સેવનથી મ્હોનો ચહેરો તેજસ્વી રહે છે.

દરેક માતાએ પોતાના ગર્ભાશયમા રહેલા બાળક ને બરાબર તાલીમ આપવી જોઇએ, જગાનો અવકાશ ન હોવાથી ટુંકામા જણાવું છું કે ગર્ભ ધારણ થવા પછી અને બાળક ધાવતું હોય ત્યારે પણ પુરૂષસંગ એક દમ ઓછો કરવો, ટંટો કંકાસ કરવો નહિ, મનને હંમેશા આનંદમા રાખવું. સારી સોબત અને નીતિમય સદ્વર્તન રાખવું. મનની દરેક ઇચ્છાઓ પુરી પાડવી ઉપર કહેલા તમામ નિયમો પાળવાથી મરજી પ્રમાણેનું સંતાન મેળવી શકશે.

## દિનચર્યા.

દિનચર્યામા દિવસ તથા રાતના આપણા શારીરિક તથા માનસિક વર્તનો અને વિચારોનો સમાવેશ થાય છે. આ દિનચર્યા ઉપર શરીર સંરક્ષણ તેમજ આપણી સંસારિક ઉન્નતિનો ઘણો મોટો આધાર છે સદ્વર્ત્તન ઉપર માણસની શરીરિક ને માનસિક વૃત્તિઓ ઘડાય છે માટે દરેક માણસે નિત્યકર્મમા નિયમિત રહેવું જોઇએ. નિત્યકર્મ એટલે જગત કર્તાનું સ્મરણ, સંધ્યા પુજનાદિ ને ઉપરાત મળશુધ્ધિ મુખશુધ્ધિ, સ્નાન, કસરત, ભોજન, મુખવાસ, શયન ઇત્યાદિ તમામ કામમાં નિયમિત રહેવાની જરૂર છે આ જગાએ સંક્ષેપમાજ લખવામાં આવ્યું છે

૧—દરેક માણસે આયુષ્ય રક્ષણ માટે પાછલી ચાર ઘડી રાત રહે ત્યારે એટલે ચાર પાચ વાગ્યાના શુમારે પથારીમાંથી જાગૃત થઇ તુરત પેદા કરનાર જગત કર્તાનું સ્મરણ કરવું પછી જો ખાસ નિરોગી રહેવું હોય અને વૈદ્યો, ડાકટરોના બીલો ના ચુકવવા

હોય તો તુરત ઉષાપાન (પથારીમાંથી જાગૃત થાય કે તુરત ગતનું વાસી પાણી અચ્છેરના આશરે પીવું.) કરવું તેના માટે પ્રાચિન દરેક ઋષિઓ લખી ગયા છે કે હરસ, સાજો, ઝાડો, તાવ, પેટના રોગો, કોઢ ને ચામડીના રોગો, મેદરોગ, દરેક જાતના વાયુ વગેરે ચોસઠ જાતના રોગોને ઉષાપાન હણે છે યા અટકાવે છે. આ બાબતનો મને દશ વરસનો જાતિ અનુભવ છે. ઝાડાના કબજીઆત વાળાએ આઠ દિવસ આ પ્રયોગ અજમાવવા ફાયદો પડવાથી ચાલુ રાખવો મોડામા મોડું સૂર્યોદય પહેલા અડધા કલાક અગાઉ ઉષાપાન કરવું તે કરતા જલદી કરવામા આવે તો બહુ સારૂ.

૨—મળમૂત્રનો ત્યાગ, પ્રાત:કાળમા ઉઠીનેજ કરવો તેથી આરોગ્યતા અને આયુષ્યની વૃદ્ધિ થાય છે. મળમૂત્રની હાજતને કોઇ દિવસ રોકવી નહી મળમૂત્રમા એક જાતનુ વિષ છે તે રોકવાથી માથામા તુરત દરદ થાય અને બીજા ઘણા રોગો થઇ આરોગ્યતાને બગાડે છે મળમૂત્ર જોર કરી કરવો નહિ ચોકખી જગાએ બેસવું તે વખત કાંઈ બોલવુ નહિ ને અવયવ તથા હાથ પગ બરાબર ધોવા

૩—મુખશુદ્ધિ મળમૂત્રનો ત્યાગ કર્યા પછી મો શુધ્ધ કરવુ તેમા દાતણ કે સારા મંજનનો ઉપયોગ કરવો દાતણમા બાવળ, લીમડા, બોરડી, વડ, વગેરેના દાતણ વધારે ઉપયોગી છે. જેમા તુરા, કડવા. અને ઠંડા ગુણ હોય તેવા દાતણ અને મંજનનો ઉપયોગ કરવો મોની અંદર જામેલો મેલ, કફ, દાતની છારી અને પેઢા ને જીભ ઉપરના પિત્તને દૂર કરવા જોઇએ. હમેશા ઓકીને દાતણ કરવાની આદત રાખવી આથી મોઢામા કાંઇ જાતની દુર્ગંધ રહે નહિ દાતણ

વામાવિલાસ પાચન શક્તિને સારી રીતે સુધારે છે

વેંત લાંબુ જરા જાડું ને કુમળું લેવું, દાતણની ગેરહાજરીમાં સ્વાદે તુરૂ અને જંતુ નાશક મંજન ઘસવું. દાતણના છેવટના ભાગમાં મોંઢામાં ઠંડા પાણીનો કોગળો રાખી. આંખો ઉપર ઠંડા પાણીની છાલકો મારવી. આથી આંખની ગરમી દૂર થઇ તેજ વધે છે.

૪—સ્નાન–તૈલાભ્યંગ એટલે તલના તેલનું શરીરે મર્દન કરી જરા ગરમ પાણીથી સાબુ ચોળી નહાવું તે જો દરરોજ તૈલાભ્યંગ ન કરી શકાય તો આઠ દિવસમાં એક વખત તો તેલનું જરૂર મર્દન કરવું આથી નીચે પ્રમાણે ફાયદો થાય છે. ૧ શરીરના અવયવો. કુમળાને મજબૂત થાય છે. ૨ રસ તથા રકતના બંધ પડેલા રસ્તાઓ ખુલ્લા થાય છે ૩ જીર્ણતાવ અને તજાગરમીથી તપેલું શરીર ઠંડું થાય છે. ૪ લોહીમાં મળેલો વાયુ દૂર થાય છે. ૫ હવામાં ઉડતા ઝેરી જંતુઓ અસર કરી શકતા નથી વગેરે ઘણા ફાયદા થાય છે. નાહતી વખત માથા ઉપર ગરમ પાણી નાખવું નહિ મગજ અને આંખને નુકશાન કરે છે. ઠંડું કે કોકરવરણું પાણી નાખવું બળવાન અને તનદુરસ્ત માણસે હંમેશા ઠંડા પાણીથી નહાવુ. નહાવાની જગા એકાંતમાં રાખવી, સખ્ત તાવ ઝાડો, આફરો, સળેખમ. કફ, તથા વાયુના રોગોમા તથા જમ્યા પછી તુરત નહાવું નહિ. નહાયા પછી જાડા કરકરા કપડાથી શરીર કોરૂં કરી નાખવું.

૫—ભોજન ખાવામા જેમ બને તેમ નિયમિત ને મિતાહારી રહેવું તે તન્દુરસ્ત ને દીર્ઘાયુષ્ય માટે અગત્યના નિયમો છે અધુરી ભૂખમાં કે અજીર્ણમાં ખાવું નહિ તેમજ ભૂખ લાગ્યા પછી તેને મારવી નહિ,

આ બેજાતની બેદરકારીથી શરીરને ભારે હાનિ થાય છે, ભૂખ લાગ્યા છતા નહિ જમવાથી લાકડાંવિનાથી જેમ અગ્નિ લાકડાને બાળી પોતે ઓલવાતો જાયછે તેમ શરીરનો અગ્નિ મંદ પડે છે. માટે ખાવામાં ખાવાનો ઘંટ વાગે ત્યારે ખાવા કરતા ભૂખનો ઘંટ વાગે ત્યારે જમવું તે વધારે સારૂં છે. જમતા, પહેલા, હાથ, પગ, મોઢું બરાબર ધોઈ સ્વચ્છ ચિતે જમવા બેસવું. જમતી વખત મન પ્રસન્ન થાય તેવી વાતો કરવી અને કરાવવી, અને દરેક ગ્રાસ ( કોળીયો ) બરાબર ચાવી ને ઉતારવો, જમવાના વાસણો સ્વચ્છ રાખવા, જમવાની વસ્તુઓ બહુ જાની નહિ તેમ એકદમ ઠંડી કે વાસી ન હોવી જોઈએ સાદો ને કાળના પ્રમાણુમા જીવન ટકાવી શરીર તન્દુરસ્ત રહે તેવો ખોરાક લેવો, એક બીજાથી વિરૂદ્ધ ગુણવાળો ખોરાક લેવો નહિ મૂળા સાથે દુધ ન ખાવું, દૂધમા ગોળ ન ખાવો, મધ ને ઘી સરખા વજને ખાવા નહિ, જમવા પહેલા રોટલી ખાવી અને પછી ભાત, દૂધ અગર છાશ લેવા, જમતા અગાઉ પાણી ન પીવું જરૂર પડે તો ભોજનના મધ્ય ભાગમા થોડું પાણી પીવુ. ને જમ્યા પછી જુજ પાણી પીવુ થોડા વખત ગયા પછી મરજી પ્રમાણે પાણી પીવુ જમીને તુરત ચાલવુ કે મહેનતનું કામ ન કરવું, જમ્યા પછી તુરત ઉંઘવુ નહિ, તેથી કફ વધી જઠરાગ્નિ મદ પડે છે, જમ્યા પછી નહાવું કે કસરત કરવી નહિ, પાણીના કોગળા કરી દાત, મોઢું, સાફ કરવું જમ્યા પછી હાથ ધોઈ બન્ને હથેળીઓ સામ સામા ઘસી ને હાથ આંખો ઉપર લગાડવાથી આંખોના રોગો મટે છે ને તજા ગરમી દુર થઈ આંખોનુ તેજ વધે છે.

૬—મુખવાસ પ્રથમ પાણીના પુષ્કળ કોગળા કરી મો સાફ કરવું મુખવાસનો પહેલો હેતુ મો સાફ કરવાનો છે જો તે કામ પાણીથી થતું હોય તો સોપારીના ફાકડા અને પાનના ડુચા મારવાની કશી જરૂર નથી. મુખવાસની વસ્તુઓમા આપણા દેશમા સોપારી, પાન, એલચી, તજ, લવગ, વરીયાળી અને ધાણા છે પણ હાલતો ખાધું કે તુરત હાથમા બીડીને દીવાસળી જોવામા આવે છે તેનો ત્યાગ કરવો જોઈએ. મુખવાસ સ્વાદિષ્ટ ને મોને સાફ કરી મોઢામા થુંક પેદા કરે એવા પદાર્થો જુજ ખાવા જોઈએ થુંક પાચન શક્તિને મદદ કરે છે. સોપારીમા એક એવો ખરાબ દુર્ગુણ છે કે શરીરના સાંધાઓ તથા ધાતુને ઢીલા કરે છે કંઠને બગાડે છે પણ કેટલાક લોકો ઘોડાના જોગણુની પેઠે બરડ બરડ ચાવ્યા કરે છે તે તેનો જુજ ઉપયોગ કરવો જોઈએ. બહુ પાન ખાવાથી શરીરમા આંખનું તેજ, દાત, જઠારાગ્નિ, કાનની ઇંદ્રિ અને બળ વગેરેને હાનિ કરે છે પણ પાનનું દીંટુ ને ટોચ કાઢી નાખી નસો સાફ કરી ચોકખા ને યોગ્ય કાથા ચુનાથી દિવસમા ત્રણ ચાર વાર ફક્ત ખાવા. એલચી, તજ ને લવંગ શરીરમાં ગરમી પેદા કરી સુવાસ આપે છે મુખવાસ તરીકે સારામા સારી ચીજ વરીયાળી ને ધાણા છે, કારણકે તે દીપનને પાચન છે.

૭—શયન સારી ઉંઘ મેળવવાની ઉત્તમ દવા શ્રમ છે જે લોકો દિવસે મહેનત કરતા નથી અને આળસુ થઇ પડી રહે છે તેમને રાત્રે સારી ઉંઘ આવતી નથી રાત્રે ખાવાથી સ્વપ્નાં આવે તે મગજ બેચેની બતાવે છે જે માણસોને સ્વપ્ના આવતા હોય તમણે થોડું જમવું ને સુતી વખત ઠંડા પાણીથી માથું ધોઈ સૂવુ જે માણસોને રાત્રે વીર્ય

વામાવિલાસ શરીરમાની સર્વ કળતરોને નાશ કરે છે.

પાત થતો હોય તેણે સુતી વખત ઠંડા પાણીથી નહાઈ સુવું, આખી જીંદગીના અડધા દિવસો આપણે પથારીમાં ગાળવાના છે તો બિછાનું સ્વચ્છ ને પુરતી હવા અજવાળા વાળી જગાએ રાખવું સુતી વખત ઉંઘ ન આવતી હોય તો એક કલ્પિત દરવાજો ધારવો અને તેમા અસંખ્ય ઘેટાની હાર ચાલી આવે છે તેમ જોવું આમ કરવાથી ઉંઘ આવી જશે મોઢા ઉપર ઓઢીને સુવું નહિ, ટાડ હોય તો માથું, કાન કપડાથી બાંધવાં પણ નાક બંધ કરવું નહિ ભીંતે અટકીને પથારી રાખવી નહિ દુનીઆદારોની તમામ ચિંતાઓ છોડી દઈ જગત કર્તાનુ સ્મરણ કરી સ્વસ્થ ચિત્તે સુવું.

૮—કસરત તન્દુરસ્ત માણસોએ પોતાની આરોગ્તા સાચવવા માટે શરીરને રૂચતી કસરત કરવી કસરતમા દંડ પીલવા, મગદળ ફેરવવા તે સારી રીત છે. ફરવા જવું તે સર્વોત્તમ કસરત છે, ફરવામાં ખુલ્લી હવામા શક્તિ પ્રમાણે દૂર જવું ફરવામાં સાંજ કરતાં સવારમાં ફરવા જવાથી વિશેષ ફાયદો થાય છે કસરત કરવાથી શરીરનું લોહી ઝડપથી ફરે છે શરીરના ઝેરી તત્વો પરસેવાને શ્વાસ વાટે બહાર નીકળે છે શરીરના ગાત્રો પ્રફુલિત થાય છે. અવયવ મજબુત ને ઘાટદાર થાય છે જઠરાગ્નિ પ્રદિપ્ત થાય છે એકદમ ભુખ્યા પેટે કે જમીને તુરત કસરત કરવી નહિ, માંદા અશક્ત માણસે કસરત કરવી નહિ

## ઋતુચર્યા.

ઋતુ પ્રમાણે આબો હવામાં ફેરફાર થવાથી શરીરની પ્રકૃતિમાં પણ ફેરફાર થાય છે માટે તે જાણવાની ખાસ જરૂર છે.

૧ વર્ષા ઋતુ—અશાડ ને શ્રાવણ

૨ શરદ ઋતુ–ભાદરવો ને આસો.
૩ હેમંત ઋતુ–કાર્તક ને માગશર.
૪ શિશિર ઋતુ–પોષ ને માહ.
૫ સંવત ઋતુ–ફાગણ ને ચૈત્ર.
૬ ગ્રીષ્મ ઋતુ–વૈશાખ ને જેઠ.

વર્ષા ઋતુમા એટલે અશાડને શ્રાવણ માસમા પાળવાના નિયમો, આ ઋતુની શરૂઆતમા એક મધ્યમ જુલાબ લેવો. આ ઋતુમાં દરેક રસોનુ સેવન કરવુ અને જઠરાગ્નિ પ્રદિપ્ત કરે એવા પદાર્થો વિશેષ ખાવા દહીં ને છાસમા મીઠું નાખી ખાવામા દરેક ઋતુ કરતા આ ઋતુમા વધારે માફક આવે છે. એક વરસનું જુનું અન્ન ખાવું. વરસાદના દિવસોમા પાપડ, કાચરી, અથાણા, રાસ, લીંબુ, ઘી તેલ, પદાર્થો જના કે કંસાર, ભજીયા, વડા, વગેરે પદાર્થો ખાવા તજાવ, નદીના મેલાં પાણી પીવા નહી દિવસે ઉંઘવું નહી, કસરત, ઠંડો પવન, ભેજવાળી જમીન ભીના કપડા, વાછટ સામા બેસવું, આ બધું ત્યાગ કરવું. શરદ ઋતુમાં એટલે ભાદરવા ને આસો માસમા પાળવાના નિયમો, આ ઋતુ એ રોગની મા છે. આ ઋતુમાં ઘણા ઉપદ્રવ થાય છે તો ખાસ શરીર સંભાળવાની જરૂર છે વર્ષા ઋતુમા પિત્તનો જમાવ થાય છે, ને ભાદરવા માસમાં ગરમી પડે છે કે પિત્ત પ્રકોપ થઇ પિત્તના તાવ ચાલુ થાય છે આ ઋતુના શરૂઆતમા ઝાડા ઊલટી વાટે પિત્ત નીકળી જાય તેવો એક જુલાબ લેવો કે જેથી પિત્તની શાન્તિ થાય ખોરાક યોગ્ય અનુકૂળ ખાવો તેમા સર્વોત્તમ ખોરાક દુધનો છે. દુધ સાકર, ચોખા, ને હલકો ખોરાક

---

વામાવિલાસ ગુહ્ય ભાગના તમામ દર્દોને દૂર કરે છે.

માફક આવે છે શાકમાં કોળું, તાંદળજાની ભાજી વગેરે પિત્ત શામક શાક ખાવા ખટાસમાં લીંબુ આંબળી ખાવી, મસાલામાં ધાણાજીરૂ વાપરવું તે સિવાય કડવા, તુરા, ઠંડા ને હલકા પદાર્થો ખાવા, શેરડી દાડમ, ઘઉં, ચોખા, મગ વગેરે ખાવા, નદી અને તલાવનું પાણી પીવું. ચંદન ચંદ્રના કિરણો, પુષ્પની માળા, ધોળા વસ્ત્રો વગેરે શરદ ઋતુને હિતકારી છે. વાયુ પ્રકૃતિ વાળાએ શરદ ઋતુમાં ઘી થી પીત્તની શાન્તિ કરવી અને પિત્ત પ્રકૃતિવાળાએ ગળો, લીંબડાની અંતરછાલ, ખડસલીઓ પીત્તપાપડો, કરીઆતુ આમાથી એકાદ વસ્તુ રાત્રે પલાળી સવારે ગાળી પીવી સવારના ઝાકળ, ક્ષાર અતિભોજન, દહીં, તેલ તીખા, પદાર્થો સૂર્યનો તાપ, દિવસની નિંદ્રા, પૂર્વ દિશા તરફનો પવન, દુધનો ખોરાક ખાવો અને દહીંનો ત્યાગ કરવો.

હેમત ઋતુ એટલે કાર્તક માગશર માસમા પાળવાના નિયમો-આ ઋતુમા પચે તેમ પૌષ્ટિક ખોરાક ખાવો. પહેલા વીસ દિવસમા મધુર (મીઠો) ખોરાક ખાવો બીજા વીસ દિવસમાં લીંબુ, આબલી વગેરે ખાટા પદાર્થો ખાવા અને ત્રીજા વીસ દિવસમા જરા ક્ષાર વાળા પદાર્થો ખાવા સારી રીતે પોષણ કરે તેવો પૌષ્ટિકકારક ખોરાક ખાવો તૈલાભ્યંગ, કસરત, ગરમ કપડા આટલી વસ્તુઓ ફાયદા કારક છે

શિશિર ઋતુ પોષ અને માહ માસમા પાળવાના નિયમો-આ બન્ને માસમાં આપણા દેશમાં ઠંડી વિશેષ હોવાથી જઠરાગ્નિ પ્રદિપ્ત થાય છે તો બળ વર્ધક ને વાજીકરણ દવાઓ વાપરવી ઘી, દૂધ, સાકર, પૈષ્ટિક પાકો વગેરે ખોરાક ખાવો તૈલાભ્યંગ અને ગરમ

કપડાં એનું સેવન કરવું.

વસંત ઋતુ ફાગણ ને ચૈત્ર માસમાં પાળવાના નિયમો-શિયાળામાં વિશેષ કરીને ચીકણા ને ઘી વાળા પૌષ્ટિક ખોરાક ખાવામાં આવે છે એને લીધે શરીરમાં કફનો સંગ્રહ થાય છે. કફ, મગજ, અને છાતીમાં સાંધાઓમાં જામેલો હોય છે તાપ પડવાથી તુરત તે ઓગળવા માંડે છે જેથી સળેખમ, કફ, ખાંસીના, દરદો થાય છે. માટે આ ઋતુમાં કફની શાન્તિ થાય એવો ખોરાક અને ઉપાયો કરવા. ખોરાકમાં જુનું અનાજ અને સાદો ખોરાક ખાવો. જુનું અનાજ કફને ઓછો કરે છે. મધ, કસરત, તેલમર્દન, પગચંપી વગેરે ઉપાયો કફની શાન્તિ કરે છે. મધ કફને તોડે છે અને કસરત તેલમર્દન તથા શરીર ચંપી શરીરના કફને છુટો પાડે છે. ભારે તથા ટાઢું અનાજ દિવસની ઉંઘ ચીકણા, ખાટા, મીઠા, પદાર્થો તથા નવું ધાન્ય એટલી વસ્તુઓનો ત્યાગ કરવો કિંવા ઓછા વાપરવી.

ગ્રીષ્મ ઋતુ વૈશાખ ને જેઠ આ બે માસમાં પાળવાના નિયમો-આ ઋતુઓમાં તાપ પડવાથી કફ અથવા શરીરના રસોનું વિશેષ શોષણ થાય છે જો તેના સામે ઠંડા ઉપચારો ન કરવામાં આવે તો શરીરમાં રસના શોષણની જગાએ વિશેષ વાયુ દાખલ થાય છે આ ઋતુમાં કફનો ક્ષય થાય છે અને વાયુનો સંગ્રહ થાય છે આ ઋતુમાં ગરમ પદાર્થ ખાવા નહિ, અને ઠંડા પદાર્થો ખાવા. વાયુ જેવા શત્રુને શરીરમાં દાખલ ન થવા દેવા માટે વિશેષ ઠંડાને મધુર રસોનું સેવન રાખવું મીઠા, હલકા, ઠંડાને રસવાળા પદાર્થો વિશેષ ખાવા તે માટે જગત કર્તાએ આ ઋતુમાં કેરી, જાંબુ, નારંગી, સંતરા, આંબલી

---

વગેરે રાખેલી છે. ખારા, તીખા, ખાટા, લુખા, પદાર્થ કસરત,, તડકો, ગરમ મસાલા, અથાણું. ઉષ્ણ ચટણીઓ આટલા વાનાનો બને તેટલો ઓછો અભ્યાસ રાખવો આ ઋતુમાં સાકર નાખ્યા સિવાય દહીં ખાવું નહિ શ્રીમંત લોકોએ શરબતો, શિખંડ, બરફ, આઇસક્રીમ ને વાળાની ટટ્ટીઓનો ઉપયોગ કરવો ને બગીચામાં ફરવા જવું. ગરીબ લોકોએ જુની આંબલીમાં ગોળ નાખી શરબત પીવું. બહુ મહેનત કરવી નહિ અને ગરમ મસાલા ઓછા ખાવા.

**क्लींबरोठा विनाशार्थ, सज्जनानंद हेत वे**
**नाना वैद्य मतं ग्राह्यं, ईमं ग्रंथ करोम्य ऽ हम्.**

અર્થ—ક્લીબા એટલે નપુષક [ નામર્દાઈના ] નાશ કરવાને અર્થે તથા સજ્જન પુરૂષોને આનંદ પ્રાપ્ત થવાના હેતુ માટે અનેક વૈદ્યનો મત ( વિચાર ) ગ્રહણ કરીને હું ગ્રંથ લખુ છું.

નપુષકના સશ્રુતના મત પ્રમાણે પાચ પ્રકાર છે આસેક્ય, સૌગંધિક કુંભિક, ઈર્ષ્યક અને ષંઢ, પણ હાલ ચાલુ જમાનામાં નપુશકતાને ધાતુ દોષિત થવાના નીચેના કારણો છે.

હસ્તદોષથી, સૃષ્ટિવિરૂધ્ધ કર્મથી, અતિશય સ્ત્રી સેવનથી, પ્રમેહ ચાંદી વગેરે રોગથી રજસ્વળા નહીં થએલી કન્યા સાથે ભોગ કરવાથી, પ્રદરના રોગો કરી જેની યોની દોષિત હોય તેની સાથે ભોગ કરવાથી, ગુહ્ય ભાગ ઉપર કોઈપણ પ્રકારની ચોટ (માર) લાગવાથી, તે ભાગ ઉપર શસ્ત્ર નખ વગેરેના લાગવાથી, વગેરે કારણોથી ગુહ્ય ભાગની નસો શિથિલ (નરમ) થઇ તે ભાગ મૂળમાંથી પાતળો, કદમાં

ટુંકો, ને વક્ર થઇ બળહીન બને છે. આથી સ્વપ્ન વિકાર, પેસાબમા ધાત જવી, કમર, બરડો ને માથામા દુખાવો થવો, પગમાં કળતર થવી, વગેરે શરીરમા અનેક રોગો થઇ શરીર તથા વીર્ય સંતાન ઉત્પતિને માટે યોગ્ય રહેતું નથી. તેના માટે વિદ્વાન અનુભવી સિદ્ધ વૈદ્યોની સલાહ પ્રમાણે પ્રથમ વિરેચન કરાવી કોઠો સાફ કરી ઉત્તમ વાજીકરણ ઔષધથી વીર્યાશય સુધારવું અને ગુહ્ય ભાગ ઉપર ઉત્તમ દવાનું માલીસ કરવો. આથી ગુહ્ય ભાગની નસોમા કમતાકતીનું પાણી જે ભરાઇ ગએલ હોય છે તે નીકળી જાય છે ને ખાવાની દવાથી વીર્યાશય સુધારીને વીર્યના તમામ દોષોને સુધારી અસલ હાલતમાં લાવે છે માટે આવા રોગ વાળાએ વિદ્વાન ને અનુભવી વૈદ્યની દવા ખાઇ તુરત આ રોગમાથી મુક્ત થવુ. આજકાલના ઘણાખરા વૈદ્યો ધાતુને ઉફેરે તેવી દવાઓ ખવરાવે છે પણ જ્યા સુધી પાત્ર ફુટલું હોય ત્યા સુધી ગમે તેટલું તેમાં ભરીએ પણ તેજ પ્રમાણે ખાલી થઇ જાય માટે એવી દવા ખાવી જોઇએ કે વીર્યાશયને સુધારી તેના તમામ દોષોને દુર કરી તે ભાગ અસલ હાલતમાં લાવે, ને તેજ પ્રમાણે યોગ્ય તિલ્લા, તૈલાદીકથી ગુહ્ય ભાગ ઉપર માલીસ કરી ને ભાગની તમામ ખામીઓ સુધારવી. પછી પૌષ્ટિક ખોરાક ખાવો આ તમામ બાબતો લક્ષમા લઇ પ્રાચિન ઋષિઓના સિધ્ધાંતો પ્રમાણે પુરતો અનુભવ અને દરદીઓના આશીર્વાદ લઇ અમારી ફાર્મસીએ પુર્ણ શોધ કરી દવાઓ બહાર પાડી છે અમારી ફાર્મસીને નેકનામદાર ખુદાવંદ મહારાણાશ્રી ઠાકોર સાહેબના આશ્રયથી તમામ વનસ્પતિઓ દરસાલ હિમાલય, ગિરનાર, શેત્રુંજો વગેરે પર્વતોમાથી દરસાલ નવી

લાવવામાં આવે છે જેથી દરેક દવાઓ દરેક રોગને ચમત્કાર રીતે કબજામાં લઈ પુરતો આરામ બક્ષે છે.

હે આર્ય બંધુઓ! અમારી દવા ખાઈ આવા રોગોથી મુકત થાવો અગર આપને જેના ઉપર પૂર્ણ વિશ્વાસ હોય તેની દવા ખાઇ આ કાતિલ કુટેવના પંજામાંથી છુટી તમારૂં બળબીજ (વીર્ય) સુધારી આપની જીંદગી સુખી કરો એવી મારી વિનંતિ છે.

**૧ વામાવિલાસ, નીચેની ફરીયાદો શ્રી મહાત્માની દૈવ્ય પ્રસાદી કે ચમત્કારી બુટ્ટી અજબ રીતે દૂર કરે છે.**

૧ હસ્તકર્મ સૃષ્ટિક્રમ વિરૂધ્ધ મૈથુન વગેરે કોઇપણ કુટેવ તમને લાગુ પડી હોય તો

૨ તમો સ્ત્રી સંગમાં અતિશય પ્રવૃત્તિ કરેલી હોય તો,

૩ તમો લઘુ વયમાં વિવાહના પ્રસંગમા જોડાઇ જીંદગીનું તત્વ વીર્યનો વ્યય કરી નાખેલ હોય તો.

૪ તમારૂં વીર્ય પાતળું અગર તો ક્ષીણ પડી ગયું હોય તો.

૫ તમોને સ્વપ્નામા વીર્યપાત થતો હોય તો.

૬ તમારી ઇંદ્રિ કમતાકાત વાળી થઇ ગઇ હોય તો.

૭ પેસાબ, હરવખત કરવો પડતો હોય અને પેસાબમાં વીર્ય જતું હોય તો.

૮ તમારો ગુહ્ય ભાગ ટુંકો, વાંકો અને શિથિલ (નરમ) થઈ ગયો હોય તો.

૯ તમોને ખાધેલો ખોરાક પચતો ન હોય અને દસ્ત સાફ આવતો ન હોય તો

૧૦ તમોને કમર, બરડો, માથામા, અને હાથ પગમા દુઃખાવો થતો હોય તો

૧૧ તમારી યાદશકિત ગુમ અગર તો ઓછી થઈ ગઈ હોય તો.

૧૨ તમોને આંખે અંધારા કે ચકરી આવતી હોય તો.

૧૩ વિષય વાસના છતા તમો તેમજ તમારી સ્ત્રીની કામ વાસના તૃપ્ત કરી શકતા ન હોય તો.

૧૪ સ્ત્રીનો સ્પર્શ થતા અગર તો શૃંગારમય વાતો કે નોવેલ વાંચતા વીર્ય સ્ખલિત થઈ જાતું હોય તો

૧૫ તમારી સ્ત્રીને પ્રદર, માસિક ઋતુ ગર્ભાશય વગેરેનું કાંઈ ફરદ હોય તો તમોએ શ્રી મહાત્માની દિવ્ય પ્રસાદી વામાવિલાસનું નામ સાભળ્યું છે ન સાભળ્યુ હોય તો પોષ્ટ કાર્ડ લખી ને મંગાવી તેનો અમૂલ્ય લાભલ્યો.

તે દિવ્ય ચમત્કારી બુટ્ટી ઉપરના તમામ દરદોને અજાયબ રીતે દૂર કરી અખુટ શક્તિ બક્ષે છે આ દિવ્ય દવાના શ્રી શિવજીએ પોતાના મુખેથી નીચે પ્રમાણે પ્રસંસા કરેલી છે

**रसायन वरो वह्नवो वाजीकर ण उत्तमः !**
**रसविलासे, श्री महात्मा प्रकाशित. !**

યહ સર્વોત્તમ વાજીકરણ રસ હૈ મહાત્માકા કહા હુઆ વિલાસ રસ હૈ જીસકે ઘરમેં સો સ્ત્રી હોવે ઔર અતિ મૈથુન કરતા હૈ ઉસકો

ચમત્કારી તિલ્લા ગુહ્ય ભાગની નમોને મજબુત કરે છે.

યેહ રસ સેવન કરના ચાહીએ ઈસકે સેવનસે સુખભાગ કભી શિથિલ નહિ હોતા કભી શુક્રકા (વીર્ય) ક્ષય નહીં હોતા નબલકા વ્હાસ હોતા કામરૂપ ઓર બુઢાભી સોલાહ બરસકે સમાન હો વગેરે વગેરે.

ઉપર મુજબ પ્રાચિન ગ્રંથમાં શ્રી મહાત્માએ પોતાના મુખેથી આ વિલાસ રસની પ્રસંશા કરેલી છે સંસ્કૃત ને વ્રજ ભાષા ઉપરથી શ્રી મહાત્મા અક્ષરે અક્ષર લખ્યા છે.

આ દવામાં ચમત્કારી જંગલની અલૌકિક બુટ્ટી હસ્તીકંદ વગેરે ચમત્કારી વનસ્પતિઓ, કસ્તુરી, કેસર, ચાંદી સોનાના વરક, વગેરે અમૂલ્ય ચીજોની બનાવટ છે.

આ રસના સેવનથી હાથરસ, સૃષ્ટિ વિરૂધ્ધ મૈથુન અતિશય સ્ત્રી સેવન, પ્રમેહ, ચાદી વગેરે કોઈપણ કારણથી બગડેલા વીર્ય અને વીર્યાશયને અજબ રીતે સુધારી વીર્યના તમામ દોષોને સુધારી અખૂટ શક્તિ લાવી પૂર જોશમાં પુરૂષાતન બક્ષે છે આ દૈવ્ય ચમત્કારી દવા શરીરના તમામ રોગોને તાજુબી રીતે દૂર કરી શરીર રૂષ્ટપુષ્ટ બનાવી અજબ શક્તિ પ્રાપ્ત કરે છે રોગીએ રોગ મટાડવા સારૂ નિરોગીએ રોગ ન થવા સારૂ આ દૈવ્ય દવા જરૂર વાપરવી જોઈએ સર્વે રોગને આ દવા સિંહ સમાન મ્હાત કરી અખૂટ કૌવત બક્ષે છે આ દવા ખાધા પહેલા પોતાના શરીરનુ વજન કરી લખી રાખવું અને આ દવા વીધિ પૂર્વક ખાધા પછી પોતાના શરીરનું વજન તપાસી જોવું વજનમાં કેટલો તફાવત પડે છે એજ અમારી દવાનો ચમત્કાર ને પ્રશંશા. અમારી દવાઓની અમારે પ્રશંશા કરવી વ્યાજબી નથી પણ દવા પોતાના ગુણની પોતે પ્રશંશા કરે તે સારૂં દરેક આર્ય બધુંઓને

આ દૈવ્ય દવા વાપરવાની અમારી ખાસ ભલામણ છે તેની બનાવટ પ્રમાણે તેની કીંમત ઘણીજ જુજ રાખવામાં આવેલી છે જેથી ગરીબ ને સાધારણ માણસ ખરીદ કરી શકે. એક વખત વાપરી અમારી અને અમારી દવાની ખાત્રી કરો. ડબી એક ગોળી નંગ ૩૨ કીંમત રૂ. ૩-૮-૦

## ૨ નપુષકનાશક તેલ.

ઉપલા કોઇપણ કારણથી ગુહ્ય ભાગની નસો નરમ પડી તે ભાગના અવયવમાં ફેરફાર થઈ સંસાર સુખ ભોગવવામાં અશકત થઇ જાય છે ગમે તે સ્થિતિએ પહોંચેલા નપુશકપણાનો સત્વર અજાયબ રીતે નાશ કરે છે હસ્ત કર્માદિ કુટેવથી સૃષ્ટિકર્મ વિરૂધ્ધ મૈથુન કરવાથી અતીશય સ્ત્રી સેવન કરવાથી, પ્રમેહ, ચાંદી વગેરે કોઇપણ કારણથી ગુહ્ય ભાગની નસોમાં કમતાકતીનું પાણી ભરાઇ જાય છે તેને આ ચમત્કારી યુનાની તિલ્લા અજબ રીતે તમામ ખામીઓ દૂર કરી સંસાર સુખ ભોગવવામાં અદભૂત ચમત્કાર બતાવી આપે છે. આ તિલ્લો યુનાની હકીમાતની સારામાં સારી શોધ છે. એક વખત વાપરી દુઃખમય હાલતમાંથી છુટો અને સદાને માટે આ કાતિલ કુટેવની દુઃખરૂપી શિક્ષામાંથી મુકત થાવો કીંમત રૂ. ૩-૮-૦

# સર્ટીફીકેટ એડન.

## શ્રીયુત વૈદ્યરાજ સાહેબની સેવામાં.

સલામ સાદ વિનંતિ જે—આપના દવાખાનામાંથી મારા સ્નેહી સુતારે

---

ચમત્કારી તિલ્લા અપૂર્વ પુરૂષાતન બક્ષે છે.

મીસ્ત્રી સારૂ વામાવિલાસ ને નપુશકનાશક તેલ મંગાવ્યુ હતું તેનો પંદર દિવસ ઉપયોગ કરવાથી તેમના ધાતુ વિકારના અને ગુહ્ય ભાગના તમામ રોગ મટી વજનમા સાત પોડનો વધારો થયો છે આપની દવાનો અમને અજબ ચમત્કાર લાગ્યો છે. આપના તરફ રૂ. ૮) મોકલ્યા છે તે મળેથી બન્ને જાતની દવાઓ તુરત મોકલશોજી.

બી. આર. સુલેમાની.

એડન બંદર મોટી બજાર દુકાન નં ૩૧૯૨

## ૩ પહેલવાને યાકુતી કે શ્રી મહાત્માં નારદજીકી દૈવ્ય પ્રસાદી.

ખરેખર આ દવા દૈવ્ય ચમત્કાર છે. શુધ્ધ ચમત્કારી વનસ્પતિઓ ચંદ્રોદયરસ, રસસિંદુર, કસ્તુરી, અંબર, સોનાના વરક વગેરે અમૂલ્ય ચીજોની બનાવટ છે. અસલ સંસ્કૃત ને વ્રજ ભાષામાં શ્રીનારદજીએ પોતાના મુખેથી નીચે પ્રમાણે પ્રશંશા કરેલી છે.

ઇસકે ખાનેસેં કામદેવ સદૃશ હોવે, વૃધ્ધ મનુષ્યભી તરૂણકી બરાબરી કરે, ઇસ રસકે સેવન કરનેસેં વીર્ય કભી ક્ષય નહીં હોતા, ન કભી ગુહ્ય ભાગ શિથિલ હોતા, બાલ કભી સફેદ નહી હોતે મતવાલે હાથીકે સમાન સો સ્ત્રીયોસેં ગમન કરે, અત્યંત પુષ્ટ હોવે, બીસ પ્રકારકે પ્રમેહ અઠાર પ્રકારકે કુષ્ટ [ કોઢ ] અતિસાર ખાંસી, ક્ષય, પીનસ, બવાસીર, સ્થુલતા, ઉદરરોગ ઈત્યાદિ તમામ રોગ કું સિંહ સમાન મહાન કરતા હે.

---

ચમત્કારિ તિલ્લા અમને બક્ષીશ મળેલી દોલત છે,

આ યાકુતી તમામ રોગોને દૂર કરવા માટે અજાયબ દૈવ્ય ઔષધિ છે રોગીએ નિરોગી થવા સારૂ અને નિરોગીએ તન્દુરસ્તને બળવાન થવા સારૂ આ દવા ખાવાની ખાસ જરૂર છે. જે માણસો તન્દુરસ્તને આરોગ્ય સાચવવા માટે ભસ્મો, રસો વગેરે દવાઓ ખાય છે. તેને આ એકજ દૈવ્ય દવાથી તમામ રોગોને દૂર કરી પહેલવાન માફક શરીર બનાવે છે તેની અમૂલ્ય ચીજોની બનાવટ પ્રમાણે તેની કીમત ઘણીજ ઓછી રાખવામા આવેલી છે. કોઇપણ માણસ ઉપર લખેલા દરદો ઉપર આ દૈવ્ય દવા ચાલતી નથી તે સાબિત કરનારને **રૂ. ૧૦૦૧) નું ઇનામ** આપવામા આવશે. કીં. રૂ. ૧૦ ૦-૦

## ૪. ચમત્કારી તિલ્લા કે હસ્તકવિકી અલૌકિક બુટ્ટી.

આ ચમત્કારી તિલ્લા વૈદ્યક ચિકિત્સામા મહાન કવિ જે થઇ ગએલા તેમણે હજારો શોધ કરી સારામા સારો એકદમ ચોવીસ કલાકમા ચમત્કાર બતાવે તેવો આ તિલ્લો શોધી કાઢ્યો છે

હસ્તદોષ, સૃષ્ટિક્રમ વિરૂધ્ધ મૈથુન, અતિશય સ્ત્રી સેવન, પ્રમેહ,

આદી, ચોટ, માર વગેરે કોઇપણ કારણથી ગુહ્ય ભાગની નબળાઇને દૂર કરી તમામ ખામીઓ અકસીર રીતે મટાડી તે ભાગને દીર્ઘ કદ, અને મજબુત બનાવી તે ભાગમાથી કમતાકતીનું પાણી કાઢી નાખી પુર જોશમા પુરૂષાતન બક્ષે છે. આ દૈવ્ય ચમત્કારી તિલ્લા બીન હરીફાઇ અકસીર ઇલાજ છે. આ ચમત્કારી તિલ્લા ગુહ્ય ભાગની તમામ ખામીઓને એકદમ ત્વરાથી અજાયબ રીતે દૂર કરે

ચમત્કારિ તિલ્લા ચમત્કારિ વનસ્પતિની બનાવટ છે.

છે. તેની બનાવટના પ્રમાણે તેના કીંમત ઘણીજ ઓછી છે.

કીંમત રૂ. ૫-૦-૦

# સર્ટીફીકેટ મોંબાસા બંદર (આફ્રીકા.)

તા. ૧-૨-૨૪

## મહેરબાન મુરબ્બી ગાંગડ સ્ટેટના રાજવૈદ્ય સાહેબની સેવામાં.

મને લખતા ઘણીજ ખુશી થાય છે કે મારા ગામના લાયબ્રેરીમા આપના તરફથી નોટ પેપરના હાસીયામા લખેલી દવા ચમત્કારી તિલ્લા અને પહેલવાને યાકુતિ બન્ને દવાઓ મંગાવેલ તેને વાપરતા હુ દશ વરસથી સંસાર સુખ ભોગવવા અશક્ત હતો તે તમામ ખામીઓ દૂર થઇ હુ અસલ હાલતમા આવી ગયો છુ મને ભુખ બરાબર લાગે છે. તે માટે હુ આપનો સદાનો આભારી છું બીજું મારી રાજી ખુશીથી મારા મોનોગ્રામ વાળી સોનાની વીંટી આપની તરફ કાલે રવાના કરીશ તે સ્વીકારશો ને પહોંચ્યાનો જવાબ આપશોજી

લી સદાનો આભારી,

એસ. બી. જોષ લોટ ફેકટરી મેનેજર.

( એસ્થામા. )

## ૫. દમ, શ્વાસ સસણીની રામબાણ દવા.

દમ, શ્વાસ અને સસણીના પાંચ પ્રકાર છે. મહાન, ઉર્દ્ધ છિન્ન

ચમત્કારિ તિલ્લા કામમાં લેવા કાંઇપણ દર્દ કે નુકશાન થતુ નથી.

તળક અને ક્ષુદ્ર આ પાંચ પ્રકાર છે. પણ મુખ્ય બે પ્રકાર છે. સુખો દમ. અને કફ સાથેનો દમ, તે સ્વતંત્ર દમ, કે શ્વાસ નળીના સોજાને લીધે બનારો દમ તેના ચિન્હો પેટમાં બાદી, ઝાડાનો કબજો, પેસાબ ઘણો તથા ધીમે ધીમે ઉતરે છે. પાછલી રાત્રે દમ વધારે દેખાય છે. અને દરદીને ઘણી ગભરામણ થાય છે, દમના માટે ચરક, શુશ્રુત, વાગભટ્ટ વગેરે પ્રાચિન મુનીઓની પ્રસાદીમાંથી દોહન કરી ઘણી મહેનત અને અખતરા અજમાવી સારામાં સારી દવા બનાવવામા આવી છે. પ્રાણઘાતક દમ ને સસણીને ત્રણ દિવસમાં હઠાડી દે છે અને ૨૧ દિવસ બરાબર દવા વાપરવાથી ગમે તેટલો જુનો અને ભારી દમ. શ્વાસ ને સસણીને તદ્દન નાબુદ કરે છે. ડબી એકની કીંમત રૂ. ૫-૦-૦

## ૬. ક્ષય.-ધાતુક્ષય,-રાજયક્ષ્મા, ખેન.

ક્ષયની અગીયાર જાત છે પણ તેની મુખ્ય ત્રણ સ્થિતિઓ છે. શરૂઆત, મધ્યમ અને લાષ્ટ-થવાનાં મુખ્ય કારણો-અત્યંત સ્ત્રી સંગ કરવાથી, નઠારે રસ્તે વીર્યનો ઉપયોગ કરવાથી, બળવાન માણસ સાથે કુસ્તીનો આંચકો લાગવાથી યા અત્યંત હદ ઉપરાંત કામનો બોજો પડવાથી. અતિશય ઈર્ષા, ગ્લાનિ. મહેનતના પ્રમાણે ખોરાક ન મળવાથી, આકરા ઉપાવાસ કરવાથી વગેરે કારણોથી આ મહા ભયંકર રોગો થાય છે, ક્ષયના ચિન્હો-શ્વાસ થાય છે હાથ પગ ગળે છે. કફના ગલફા પડે છે, લોહીની મા ખાલી ઉલટી થાય છે, જઠરાગ્નિ મંદ પડે છે. શરીરમાં ઠંકાર આવે તેમ ધોળા દેખાય જીર્ણતાવ માંસ ભક્ષણ અને રતિસુખની ઘણી ઈચ્છા થાય ક્ષય રોગની બીજી સ્થિતિ સુધીમાં અમો અમારા ગુરૂની પ્રસાદીરૂપ દવાથી અજાયબ

ચમત્કારી તિલક કુસ્તકવિથીનો લખેલો રામબાણ પ્રયોગ છે.

રીતે આ રોગને મટાડી શકીએ છીએ. આ દવા શ્રી મહાત્મા ગુરૂશ્રીની દિવ્ય ઔષધિ છે. એક વખત મંગાવી ખાત્રી કરો રોગની હકીકત લખવાથી મુફત સલાહ આપવામા આવશે. ડબી એકની કીં, ૫-૦-૦

## ૭. સ્ત્રી રોગની ચિકિત્સા કે વંધ્યત્વ દોષ (સ્ટરીલીટી)

વંધ્યત્વના ત્રણ પ્રકાર છે. ૧ ગર્ભ નહિ રહેવો ૨ એકાદવાર ગર્ભ રહ્યા પછી બંધ પડી જવો, ૩ હર વખત ગર્ભ રહી અધુરા માસે ગર્ભ શ્રાવ કે જન્મીને બાળક તુરત મરી જવું આવા ત્રણ પ્રકાર છે.

દરેક પ્રજા માની બેઠી છે કે પ્રજા થવી યા ન થવી તે નસીબ કે ભવિષ્ય ઉપર છે. પણ વૈધક શાસ્ત્ર તેના માટે સબળ પુરાવાથી કહે છે કે એમ ધારવું એ એક મોટી ભૂલ છે. કારણ વિના કાર્ય બનતુ નથી તેજ પ્રમાણે કુદરતના કોઇ નિયમોનું ઉલ્લંઘન કરવાથી ગર્ભાશયમા નીચે બતાવ્યા પ્રમાણે વિકાર થાય છે તેના કારણોથજ વંધ્યત્વ દોષ થાય છે બીજું કારણ પુરૂષનું બળબીજ (વીર્ય) અશુદ્ધ કે નબળું હોવાથી પ્રજા ઉત્પન્ન કરવામા અયોગ્ય નીવડે છે. સારી જમીન અને બળિષ્ટ બી હોય તો જરૂર છોડ ઉગે છે. કુદરતના નિયમો પ્રમાણે માણસોએ સમજવાનું છે તેમા નસીબ કે ભવિષ્યનો કાંઇ દોષ દેવાનો નથી–ગર્ભાશયના સાત દોષો

૧ ફુલ ફરેલું હોય છે તેથી બિંદુ રહેતું નથી.
૨ ફુલમાં વાયુ હોય છે જેથી ગર્ભ ઠરવા દેતો નથી
૩ ફુલ ઉપર માસ વધે છે જેથી બિંદુ પેસતો નથી.
૪ ફુલ ઉપર કૃમી કે જીવ પડે છે કે જીવો બિંદુ ખાઇ જાય છે.

૫ ફુલ ઉપર જાળું ચડે છે તેથી બિંદુ લોહી થઇ જાય છે.
૬ ફુલ ઉપર ઠંડક હોય છે જેથી બિંદુનું પાણી થઇ જાય છે.
૭ ફુલ ઉપર ચીકાસ કે દુર્ગંધ હોવાથી તેના પીડા વડે બિંદુ ઠરે નહિ.

આ સાતે દોષો ઓળખવાના ઋતુ કાળ વખતે અનુક્રમ ચિન્હો.

૧ સ્ત્રી શરીરના સર્વે સાધા દુખતા હોય તો ફુલ ફેર્યું છે તેમ જાણવું.
૨ શરીર ફરકતું હોય તો ફુલમા વાયુ છે તેમ જાણવું.
૩ ગળુ દુઃખતુ હોય તો ફુલમા માસ છે તેમ જાણવું.
૪ પગની પીડળીઓ દુઃખતી હોય તો ફુલ ઉપર જીવ પડેલ છે.
૫ સાથળો દુ:ખતી હોય તો ફુલ ઉપર જાળુ છે તેમ જાણવું.
૬ છાતી દુઃખતી હોય તો ફુલ ઉપર ઠંડક છે તેમ જાણવુ.
૭ કાળજ ન દુ:ખતું હોય તો ફુલ ઉપર ચીકાસ છે તેમ જાણવુ

તે સિવાય દસ્તાન વધારે આવવું ઓછું આવવું થોડી થોડી મુદ્દતે કે ઘણી મુદ્દતે આવવુ વગેરે વગેરે દોષો થાય છે.

આર્ય વૈદ્યકની પૂર્ણ શોધથી તથા યુનાની તાજુબી નુસખા ઉપરથી તથા મહાત્માની પ્રસાદીરૂપ દવાઓમાથી ત્રણે પ્રકારના સમુહથી લક્ષ્મણા વગેરે અદભૂત દવા નાખી દૈવ્ય ચમત્કાર પ્રમાણે ઉપલા સાતે દોષોને સુધારી આયુષ્યવાન સંતતિ પેદા થાય છે તેના યોનિના દોષો સુધારવા માટે બાહ્ય ઉપચાર અને ગર્ભાશયના દોષોને સુધારવા માટે ખાવાની દવા આ બન્ને જાતની દવાનો પરીપૂર્ણ શોધ કરી શ્રી મહાત્માજીની પ્રસાદીરૂપ બનાવવામા આવી છે અમારો પૂર્ણ આશીર્વાદ લીધો છે. જમાના સંકોચને લીધે અને તરિફદારીકરો આપવા

નથી. વધારેમાં વધારે ત્રણ ઋતુ કાળ અમારી દવા ખાવી પડે છે. ત્રણ માસની બન્ને દવાની કીં. રૂ. ૬) સંતાન પુરા માસે અવતર્યા પછી રૂ. ૧૦૧) ઈનામ આપવું પડશે.

## ૮ પ્રમેહ, પરમો ને સુજાક (ગૉનોરીયા)ની રામબાણ દવા.

તેના વીસ પ્રકાર છે. ઉદકમેહ, ઈક્ષુમેહ, સીંદુમેહ, સુરામેહ, પિષ્ટમેહ, શુક્રમેહ, સિકતામેહ, શીતમેહ, શનૈમેહ, લાલામેહ, ક્ષારમેહ, નીલમેહ, કાલમેહ, હારિદ્રમેહ, માંજીષ્ટમેહ, રકતમેહ, વાસામેહ, હારિતમેહ, અને ક્ષાદ્રમેહ, પહેલા દશ કફજન્ય, બીજા છ પિત્તજન્ય, છેલ્લા ચાર વાતજન્ય છે, થવાના કારણો પરમો, અતિ મૈથુન અને પ્રદર તથા રજસ્વળા સ્ત્રી સાથે ભોગ કરવાથી થાય છે પ્રમેહ નિયમિત ન વરતવાથી વાત, પીત્ત ને કફાદિકોપ પામી થાય છે. ગમે તેવા પ્રમેહ પરમો અને પ્રમેહ વીટીકા આ ત્રણે રોગને અજાયબ રીતે આઠ દિવસમાં બરાબર આરામ થાય છે. ડબી એકની કીં. રૂ. ૩-૦-૦ પ્રમેહ વિનાશક ચૂર્ણની કીં. રૂ. ૧) ચાર રૂપીઆની દવાથી ગમે તે જાતનો ગમે તેવો પ્રમેહ તાજુબી રીતે મટે છે.

## ૯ કમળો, કમળાં કલેજાના વ્યાધી ( ડીઝીસીઝ. ઓફ ધી લીવર.)

કલેજામાં નીચે પ્રમાણે દરદો થઇ આવે છે

૧ પિત્તનો જમાવ થઈ પ્રકોપ થવાથી કમળો. કમળી ૨ કલેજામાં લોહીનો જમાવ ૩ કલેજાનો વરમ. ૪ કલેજાનો પાક. ૫ કલેજાનો સંકોચ. ૬ પીત્તની કાંકરી વગેરે થવાના કારણો—ક્રુત્ર મસાલાહાર

ખોરાક, દારૂ, ગરમી અને એશઆરામ ભરેલી જીંદગી તેમજ દોષિત પારો, નવસાર, તાંબુ વગેરે ધાતુના ઝેરની અસરથી વગેરે કારણોથી કલેજાના તમામ દરદો થાય છે અમારી દવાથી કલેજાના તથા પિત્ત-પ્રકોપ તથા કમળાના તમામ દરદો પંદર દિવસમા પુરતો આરામ મલે છે આ બાબતના ઘણા સર્ટીફીકેટો છે પણ જગાના સંકોચને લઇ આપ્યા નથી. દવાની કીંમત રૂ ૨-૮-૦ ચમત્કારી અંજન આંખમા આંજવાથી ગમે તેવો કમળો કમળી દુર થાય છે

## ૧૦ પ્રદર-ધુપણી (લ્યુકોરીયા.

પ્રદરની ચાર જાત છે, કારણો ગર્ભપાત થવાથી અતિ મૈથુનથી, ઘણા શોક અપવાસ કરવાથી, ધાતુક્ષીણ થવાથી બાળક ઘણુ મુદ્દત સુધી ધાવવાથી વગેરે કારણોથી આ રોગ થાય છે કમર તથા પેડુંમાં દરદ થાય છે હાથે પગે કળતર થયા કરે છે. ગુહ્ય ભાગમાંથી પાણી જેવી અથવા ખાટી અને ચીકણી ધોળી. પીળી મળગુગળી, કચચિત લાલ રસી વહે છે, તે મોટું રૂપ પકડવાથી માથામા પીડા મંદાગ્નિ, અરૂચી, પેટમા વાયુ, થાક, શ્વાસ, જીભ ઉપર મેલ' ચહેરાની ફીકાસ, ઝાડાનો કબજો, છાતીમા ફડક, ફેર, મૂર્છા, માથામા તથા જમણા પડખામા દરદ અને ગર્ભસ્થાન અને કમળમુખના દીર્ઘ વરમથી, આ રોગ ઉત્પન્ન થાય છે આથી મસિક ઋતુ વખતે પીડા થાય છે અને વધારે ઓછુ વહેલું મોડું થઇ તન્દુરસ્ત બાળક ઉત્પાદક થતું નથી. જો પુરૂષને ધાતુનો રોગ હોય છે તો તે સ્ત્રીને લાગુ પડે છે અને જે સ્ત્રીને પ્રદરનો રોગ હોય છે તો તે પુરૂષને ધાતુવિકારના દરદો થાય છે. અમારી આ આયુર્વેદિકને ચુનાની બન્ને ગુરખાના

સામટા બળથી આ દવા બનાવવામા આવી છે, આ દવા માસિક દરતાન સંબંધી તમામ ખામીઓ દુર કરી ગને તેટલા વખતનો પ્રદર અને યોનિદોષને તાજુબી રીતે સુધારી પુરતા આરામ સાથે શરીર તન્દુરસ્ત બનાવી રૂષ્ટપુષ્ટ બનાવે છે. ખાવાની દવાના ડબી એકની કી. રૂ. ૩) અને બાહ્ય ઉપચારની દવાની કી. ૧-૦-૦ બંને દવાના ચાર રૂપીઆ.

## ૧૧ ચિત્તભ્રમ અને મગજના તમામ દરદોની રામબાણ દવા.

દારૂ પીવાના ઘણા વ્યસનથી, અફીણ ભાંગ, ગાજો, ધતુરો, અતિશય સ્ત્રી સેવનથી હાથરસ, વહાલા માણસનું મરણ થવાથી, એકદમ પૈસાની હાનિ થવાથી, શોક, ચિન્તા, ભય, વગેરે કોઈપણ કારણથી મગજ બગડી ચિત્તભ્રમ (દીવાનાપણુ) થઈ આવે છે અને બુધ્ધિ તથા યાદશક્તિનો નાશ, મૂર્છા, વાઇ, આચકી મધ્યાત્મ (બુધ્ધિનો નાશ) રોગ જુવાન સ્ત્રીઓને જે હીસ્ટીરીયા રોગ થાય છે તે વગેરે મગજના જ્ઞાનતંતુઓને સુધારી અસલ હાલતમા અજાયબ રીતે લાવે છે એક વખત અમારી દવા વાપરી ખાત્રી કરો

ડબી એકની કી ૨-૮-૦

## ૧૨ સુવાવડ અને સુતિકા રોગ (લેબર.)

સુવાવડ કે કસુવાવડમાં સભાળ ન રાખવાથી સુતા રોગ થઇ તાવ ખાંસી, ઝાડા, ઉલટી, સોજા, શૂળ, મંદાગ્નિ અરૂચિ અપચો, પેટનું ચડવું, ઝાડાનો કબજો, હાથ પગમા કળતર, પેટમા દાહ ચકેરા

અને શરીરમાં ફીકાસ, ગાત્રોની તોડ વગેરે વાત, પીત્તને સમાવી પ્રસવ-કાળ શુખશાન્તિ અને નિરોગી હાલતમા પસાર થવા સારૂં આ ખરેખર આશીર્વાદ રૂપ દવા છે, દરેક કુટુંબોમાં આ દવા વાપરવાની ખાસ અમાની જરૂરથી ભલામણ છે. ડબી એકની કીં રૂ ૧-૪-૦

## ૧૩ દરેક જાતના તાવની રામબાણ દવા.

વિષમજ્વર, સતતજ્વર, તરીઓ, ચોથીઓ, જીર્ણજ્વર, મેલેરીયા, તાવ ગાદીયો (ફેફસાંના) તાવ, સનેપાતજ્વર, રેમીટંટફીવર ટાઇફોઇડ, ટાઇફસ, રિલેપ્સીંગફીવર, ઇન્ફ્લુએન્ઝાતાવ, ઓરી, અછબડા, શીળીના તાવ, આ દવા દેશી અને પરદેશી બન્ને દવાઓના પુરતા અનુભવ સાથે યોગ્ય પ્રમાણથી બનાવવામાં આવી છે કે ગમે તેવા તાવને ત્રણ કલાકે ઉતારી નાખે છે અને આ દવા ત્રણ દિવસ વાપરવાથી ચોથીઆ વગેરે હઠીલા તાવોને તાજુબી રીતે નાશ કરે છે દરેક કુટુંબમા આ દવા રાખવી જોઇએ અમારી દવાથી તાવ ના ઉતરે તો પૈસા પાછા.

## ૧૪ મદનકામેશ્વર ગુટિકા ને ચમત્કારી લેપ.

સંધ્યા સમયે બે ગોળી ખાઇ ઉપર દૂધ પીવું આથી સંભોગ વખતે મદનમદથી ઉન્મત્ત થએલી મૃગનયનીઓનું માન મૂકાવે એટલે મહ સ્થંભન થઇ અજબ સામર્થ્ય પ્રાપ્ત થાય છે અને તેજ પ્રમાણે ગુહ્ય ભાગ ઉપર, નાભી ઉપર, પગના તળવાઓમાં લગાવવાથી તથા કમરે તથા મોઢમાં અલૌકીક જુદ્દી રાખવાથી ઉપર પ્રમાણે ધાતુ સ્થંભન થઇ દસ સ્ત્રીઓને ભોગ કરવા જેટલી શક્તિ આવે છે. તેની દવાની બના-વટમાં દરેકમાં ફેર છે. માટે ખાવાની દવાની કીંમત ડબી એકની

---

પહેલવાને યાકૂતિ વૃદ્ધાવસ્થાના સર્વ નબળાઇ દુર કરે છે

કીં. રૂ. ૧-૮-૦ છે. બાહ્ય ઉપચારની દવાની કીં રૂ. ૩-૦-૦ છે. યુવાની અને શોખીન પુરૂષોને આ અમારી ચમત્કારી દવા વાપરી ખાત્રી કરો રાજા, ગૃહસ્થો, શેઠીયા, વગેરે લોકો માટે આ દવા એવી બનાવી છે કે કસ્તુરી, અંબર વગેરે અમૂલ્ય ચીજો નાખી અખૂટ શક્તિ આપી એક પહોર કે મરજી પ્રમાણે સ્થંભન કરે તેવી દવા કરવામા આવી છે. તેમા બહુ અમુલ્ય ચીજો હોવાથી એક ડબીની કીં. રૂ. ૧૦। રાખવામા આવી છે.

## ૧૫ દેશી વૈદ્યકની નવીન શોધ કે વગર શસ્ત્રથી ઑપોપોરેશન.

વૈધક શાસ્ત્રની સારામા સારી શોધ પ્રમાણે દૈવ્ય અમુલ્ય વનસ્પતિઓની બનાવટથી આ દવા બનાવવામાં આવી છે.

આ દવાથી આંખમાંની ઝાખ ફુલુ, પડળ, મોતીઓ, વેલ, માસવૃધ્ધિ, આખના ખીલ, પાણીનો શ્રાવ થતો, ખરજથી પાપણોનો નાશ થએલ હોય, ઝામઃવાની ગરમી આંખે દેખાતી હોય વગેરે આખના તમામ દોષોને તાજુબી રીતે જેમ સૂર્ય અંધકારનો નાશ કરે છે. તેમ અમારી આ દૈવ્ય ચમત્કારી દવા વગર ઓપોરેશનથી આંખના તમામ દરદોને અકસીર રીતે મટાડે છે. આ દવા વૈધક શાસ્ત્રના પ્રાચિન ગ્રંથો અને અમારા ગુરૂશ્રીની પ્રસાદીરૂપે આ દૈવ્ય દવા છે. દરેકને આ દવા વાપરવાની અમારી સજજડ ભલામણ છે કીં. રૂ ૨-૮-૦

## ૧૬ શકિતવર્ધક ચમત્કારી અમીરી જુલાબ.

અશકત અને કુટેવોના ભોગ થઇ પડેલાઓને પહેલવાને યાકુતિ આશીર્વાદરૂપ છે.

શરીરમા કોઇપણ જાતની પીડા કર્યા સિવાય તથા શરીરમા કોઇપણ જાતની અશક્તિ લાવ્યા સિવાય બાળક, વૃધ્ધ ગર્ભવંતી સ્રી, તાવ વગેરે કોઇપણ બિમારીમા ગમે તેવા માણસને ગમે તે હાલતમા આ જુલાબ નિર્ભય રીતે આપી શકાય છે આ દવાથી ખાસી, શ્વાસ, શૂલ ઉદરરોગ, આફરો, તાવ, વાતવ્યાધિ વગેરે ૭૨ જાતના દર્દોને જુદા જુદા અનુપાનથી મટાડી શકે તેવી આ ચમત્કારી દવા છે. આ દવામા કીંમતી ચીજો પડે છે. છતા જુલાબ હોવાથી કીંમત જુજ રાખવામા આવી છે. જેથી બહોળો ફેલાવો થાય. દેશી દવાઓમા આથી બીજો કોઇ ઉત્તમ જુલાબ નથી તે સિવાય ખાધા સિવાય હાથ પગના નખો ઉપર તથા નાભી ઉપર લગાડવાથી વગર પીડાએ મરજી પ્રમાણે જુલાબ લાગે તેવો ચમત્કારી જુલાબ પણ છે.

ડબી એકની કીં. રૂ. ૧-૦-૦

## ૧૭ બાળરક્ષક ચૂર્ણ.

બાળકના તમામ રોગો વરાદ, સસણી, તાવ, ઉલટી ઝાડા, ખાંસી, ગળુ પડવું પેટના કૃમી, દાંત આવતી વખતની પીડા, આચકી, ઓરી, અછબડા, ઊંટાટીયો વગેરે બાળકના તમામ રોગ માટે આ દવા આશીર્વાદરૂપ છે આ દવા દેશી વૈધકની સારામા સારી ઉત્તમ બનાવટ છે. આ દવા દરેક ઘેર રાખવાની ખાસ અમારી ભલામણ છે. આ દવાથી બાળકના તમામ દર્દો દૂર થઇ રૂષ્ટપુષ્ટ નિરોગી શરીર બનાવે છે. ડબી એકની કીં. રૂ. ૧-૦-૦

---

સુખી, દુઃખી, આળસુ અને મહેનતુ દરેકે પહેલવાને યાકૂતિ વાપરવી જોઇએ.

## ૧૯ ચમત્કારી મલમ.

કંઠમાળા, હૈયાહોળી, પાઠું, ભગંદર, ભરનીંગલ વગેરે હઠીલા દરદોને વગર ઓપેરેશનથી તાજુબી રીતે મટાડે છે.

ડબી એકની કીં. રૂ. ૨-૮-૦

## ૨૦ માથાની ટાલ અને ઉંદરીનો મલમ.

માથામા ટાલ, ઉંદરી, ખોડો માથાના જીવ વગેરે માથાના તમામ દરદોને અકસીર રીતે મટાડે છે. આ દવાથી હથેળીમાં પણ વાળ ઊગે છે. તો ટાલમા ઊગે તેમા શું નવાઈ! આ એક ચમત્કારી મલમ છે. ડબી એકની કીં. રૂ. ૨-૮-૦

## ૨૧ ગરમી—ચાંદી—ટાંકી ઉપદંશ (શેકરસીફીલીસ.)

ચાદીના પાચ પ્રકાર છે. તેના કારણો, દુષ્ટ સ્ત્રી, પુરૂષોના સંબંધથી લાગેલા ચેપથી, અતિ રતિ વિલાસથી, પુરૂષ તથા સ્ત્રીના ઉત્પતિ અવયવો છોલાવાથી યા તે ભાગ ઉપર હાથનો પ્રહાર થવાથી, અને નખ, દાંતના લાગવાથી, તે ભાગ બરાબર સાફ ન રાખવાથી, વગેરે કારણોથી આ રોગ થાય છે. ચાદીની ફોલ્લીઓ, મૂત્ર નળીના આકામા અથવા તેના ઉપરના ભાગમાં કે ઉપલા ઘુમટના ચામડીમા પડે છે. ખરેખર આ ચેપી ને ઝેરી દરદ છે. અને આ ઝેરની અસર લોહીમાં તુરત દાખલ થાય છે. લોહીમાં ગયા બાદ ટાકી, ઉપદંશ, વિસ્ફોટક, પત્ત વગેરે લોહી વિકારના ખરાબ દરદે પેદા થાય છે આ દરદ માટે અમોએ પુરેપુરી શોધ કરી ખાવાની તથા લગાડવાની

---

રતિ સુખના વિલાસીઓએ પહેલવાને યાકુતિનુ સેવન કરવું જોઇએ.

બન્ને જાતની અકસીર દવાઓ ઘણા અનુભવથી બનાવવામાં આવી છે, ગમે તેવા ભયંકર ચાંદી, ગરમી, ટાંકી, ઉપદંશ, વિસ્ફોટક, અને પત્તને અમારી દવા દૈવ્ય ચમત્કાર રીતે સાત દિવસની દવાથી અજાયબ રીતે પુરતો આરામ બક્ષે છે. ખાવાની ડબ્બીના કીં. રૂ. ૩) ચોપડવાની દવાની કીં. રૂ. ૩) છ રૂપીઆમાં આ મહા ભયંકર દરદ તદ્દન નાબુદ થાય છે.

## ૨૨ અર્શ–હરસ, મસા ને બવાસીર (પાઇલ્સ.)

હરસ છ પ્રકારના છે. થવાના કારણો ને લક્ષણો—બહુ મદિરા આશનથી, અત્યંત મૈથુનથી આકરા અપવાસથી, બહુ બેસી રહેવાથી, જલદ મસાલા ખાવાથી, બહુ ગરમ તેમજ બહુ ઠંડા પદાર્થો ખાવાથી, વગેરે કારણોથી આ દર્દ થાય છે. મળદ્વારના સ્થાન પર ત્રણ હારમાં ઘણી જાતની આકૃતિ વાળા માસના અંકુર કિંવા ફણગા ઉત્પન્ન થાય છે. તેને અર્શ કે મસા કહે છે આ દરદ માટે યુનાની હકીમાતની સારામા સારી શોધ પ્રમાણે ખાવાની તથા લગાડવાની દવા બનાવવામાં આવી છે. આ દવા લગાડવાથી ત્રણ દિવસમાં વગર ઓપરેશને વગર ઇજાએ આ મસા મૂળમાથી ખેંચાઇ ખરી પડે છે. અને ખાવાની દવાથી બહાર નીકળવાની મદદ કરે છે. અને ફરી આ બુરૂ દરદ થતું નથી તો આવા દરદીઓને અમારી દવા વાપરવાથી અસહ્ય દુઃખોમાથી તુરત મુક્ત થઇ સેંકડો પૈસાનો નકામો ખર્ચો થતો અટકશે ખાવાની ડબ્બીની કીં. રૂ. ૨–૮–૦ અને ચોપડવાની દવાની ડબ્બીની કીં. રૂ. ૨–૮–૦ રૂ. ૫) માં પુરતી રીતે આરામ થશે.

## ૨૩ અતિસાર. મરડાની રામબાણ દવા,

આ બન્ને દરદો જુદા જુદા છે અતિસાર થવાના કારણોને લક્ષણો અયોગ્ય ખોરાક, કાચા ફળ, ખરાબ પાણી ઋતુનો ફેરફાર થવાથી થાય છે. અરૂચી, જીભ, ઉપર સફેદ યા પીળી છારી બાઝે છે અને વારમ વાર પાતળા ઝાડા થાય છે.

મરડો થવાના કારણો ને લક્ષણો—ખાનપાનના દોષથી હવાના એકદમ ફેરફારથી, ખરાબ શાક બાજીથી, અને ભેજવાળી જગામે રહેવાથી પેટમા આકડી આવી કટકે કટકે ઝાડો આવે છે. અને આતરડામાથા જળસ, પર, તથા લોહી પડ છે. આની દવા દરેક માણુસોએ ઘરમા રાખવાની ખાસ જરૂર છે. અણધારી આફત વખત તેમાથી મુતક થઈ ડાકટર વેદ્યના બોજા ચુકાવવા ના પડે

ડબી એકની કી રૂ ૧-૦-૦

## ૨૪ ગ્રહણી ને સંગ્રહણી.

ખાવા પીવાના ફેરફારથી વાની બગડેલા ખોરાક ખાવાથી અતિ મેથુન કરવાથી વગેરે કારણોથી જઠરાગ્નિ મદ પડી હોજરી કાચાપણ જાતના ખોરાકને ધારણ કે પાચન કરી શકતી નથી એક બાળકની હોજરી માફક આ રોગીની હોજરી થઈ જાય છે આ રોગમા ઝાડાનો કશો નિયમ નથી થોડા દિવસ ઝાડા બંધ પડ છે, ને પાછા થાય છે, મરડાની પેઠે પેટમા અમળાટ, આમ, વાયુ, પેટમા વાદ વારવાર ઝાડા થાય અને પાચન બધ થાય ખાધેલુ અન્ન પચેલુ હોય કે પચતુ હોય તે વખતે આફરો થાય અને જમ્યા પછી કાઈક શાન્તિ, વાયુના ગોળાની, છાતીના દરદની બરલના દરદની, શંકા થયા કરે છે, ઘણી

મહેરબાને યાકુતિ હરકોઈ નબળાઈ દુર કરે છે.

વારે વારંવાર પાતળો કે સુકાએલ, કાચો અને સફેદ તથા ફીણવાળો ઝાડો થાય છે. શરીર ગળતું જાય છે. લોહી ઉડી જાય છે. છેવટે સોજો થાય છે છેવટની ઘડી સુધી બોલતો ચાલતો દરદી મરણ પામે છે. સંગ્રહણીના ઝાડામા લોહી પરૂ પણ ઘણીવાર પડે છે. આ દરદ માટે પુરતો અનુભવ કરી હજારો દરદીઓનો આશીર્વાદ લીધો છે ઘણા સર્ટીફીકેટો મોજુદ છે. જગાના સંકોચના લીધે અત્રે મૂકયા નથી. દવાની બનાવટ ઘણીજ ઉત્તમ છે. છતાં કીંમત ફકત રૂ. ૫) રાખવામાં આવી છે.

## રાંપ સંધાવા કે ગાંઠીયાવાનો અકસીર ઇલાજ.

વિરૂધ ખાનપાનથી, લોહીમાં ખટાશ વધે છે, તથા ક્ષારનો ભાગ ઘટે છે. પરમો, ચાંદી, વગેરે રોગ થવાથી આ દરદ શરીરના એકાદ સાંધામાં આવી વાયુ રૂપે દોડી બીજા હાથ, પગ, કોણી, કેડ, ખંભા તથા હાથ પગના સાસમા પેરી દાખલ થાય છે. શરૂઆતમાં એક બે દિવસ તાવ આવે છે. અને કેઇ વખત આ દરદ રતાશય [હાર્ટ] માં દાખલ થાય છે. શરીર પર પરસેવો, નાડી જલદ, જીભ ઉપર સફેદ છારી, માથામા દરદ, તરસ, ઝાડાનો કબજો, પેસાબ થોડો અથવા લાલ વગેરે ચિન્હો માલમ પડે છે આ દવા માટે યુનાની આયુર્વૈદિક બન્ને દવાઓના નુસખા ભેગા કરી બન્ને દવાઓના સામટા બળથી આ દવા બનાવવમા આવી છે. ગમે તેવા તિક્ષ્ણ ને જીર્ણ સંધાવાને સાત દિવસમાં પુરતો આરામ બક્ષે છે, આ દવા પ્રાચિન મુનિઓની પ્રસાદી છે આ દવા દરેક રોગીને વાપરવાની ખાસ અમારી ભલામણ

---

પડેલવાને યાકૃતિ અંગોના ગર્ભાશય પ્રદર વગેરે ગંભીર રોગને સત્વર મટાડે છે,

છે,  કીં. રૂ ૩-૦-૦

## ૨૬ પ્લીહ-બરલ-તલ્લી (સ્પ્લીન.)

(મેલેરીયા) એટલે ખરાબ પાણીના તાવ અથવા ગંદગીના ભાગ પ્રદેશમા વસવાથી બહુ ભારે, ચીકણા પદાર્થો ખાવાને લીધે સેર્તીના સંચય થઈ બરોલ વધે છે. હદ ઉપરાંત મહેનત કરવાથી, વગેરે કારણોથી બરોલ વધે છે બરોલવાળા દર્દીને ઝીણો તાવ, કળતર, માથાનો દુખાવો, ઝાડાનો કબજો, પેસાબ થોડો અથવા લાલ, પીળો, વાસ ખાસી, કમતાકતી, જઠરાગ્નિ મદ, આંખો તથા હાથની આંગળીઓમા પિળાશ, આંખે અંધારાં, મરછી વગેરે જણાય છે. આ ગુનાની દવા આઠ દિવસમા બરોલને કાપી, ઝાડા, પેસાબ વાટે બીગાડ કાઢી નાખે છે. આ દરદથી પીડાતા દરેક મનુષ્યને આશીર્વાદ રૂપ આ દવા છે

કીંમત ડબ્બી એકની રૂ ૨-૮-૦

## ભસ્મો અને રસો.

આ ફાર્મસીની ભસ્મો અને રસો બનાવવાન કારખાના અમારા સ્ટેટના નળ સરોવરના કાંઠાના અગોહર અને શાખાગ ગામે રાખવામા આવેલી છે. અહીં જંગલની પુષ્કળ છાણા અને વનસ્પતિઓના બંધો હોવાથી ભસ્મો અને રસો બનાવવાની પુરતી સગવડ જળવાય છે. દરેક ભસ્મો અને રસો શાસ્ત્રમા બતાવેલા ઉત્તમમા ઉત્તમ બળિષ્ટ સર્વોત્તમ પધ્ધતિથી બનાવવામા આવે છે. અમારી ભસ્મો અને રસો તદ્દન નિર્ભય નિર્વિકારી અને ચમત્કારી તથા લોકપ્રિય છે. તેનુ કારણ કે દરેક ધાતુ ઉપધાતુ, વિષ અને ઉપવિષનુ બરાબર શોધન અને મારણ

---

પહેલવાને યાકૃતિ ફાર્મને મટાડે છે

શાસ્ત્રોક્ત વિધિ અનુસાર વૈદ્યરાજની ખાસ જાતી દેખરેખ નીચે નામદાર ઠાકોર સાહેબના ફરમાનથી તૈયાર થાય છે દરેક ભસ્મો તથા રસો અગાઉ પરિપક્વ થયા પછી અહીં જંગલી છાણાંનો પુષ્કળ જથ્થો હોવાથી દરેક મ ત્રાઓને બળિષ્ટ બનાવવા સારૂ વિશેષ પટ આપવામાં આવે છે. અને તૈયાર થયા પછી આયુર્વેદિક પધ્ધતિ અનુસાર તેની પરીક્ષા નેકનામદાર ઠાકોર સાહેબ અને અન્ય વૈદકના શોખીન સજ્જનોની રૂબરૂ કરીનેજ જન સમુહમાં વાપરવા સારૂ બહાર મૂકાય છે અમારી ભસ્મો શાસ્ત્રની વિધિ પ્રમાણે પરીપૂર્ણ તૈયાર થવાથી ખાસ તેની પરેજી રાખવાની જરૂર નથી અમારી ભસ્મો અને રસોના ગુણ માટે અમને ખાસ અભિમાન છે કારણકે અહીં આંકડાના વન, બીજી વનસ્પતિઓ અને નગ સરોવરના આસપાસના ભાગોમાં પુષ્કળ જથ્થાબંધ બળતણ [ છાણા ] હેવાથી સારામાં સારા પટ વધારે આપવામાં આવે છે. અમારી ફાર્મસીના હજારપુટ તે નવસો ને નવાણું ન સમજવા કારણકે ભસ્મો અને રસો પાંચ માણસોની કમીટીની દેખરેખ નીચે બનાવી પાસ કરવાનો ઠરાવ અમારા નામદાર ઠાકોર સાહેબ તરફથી થએલો છે. આથી અમારી ભસ્મો અને રસો માટે અમને પૂર્ણ વિશ્વાસ અને અભિમાન છે. અમારી ફાર્મસીમાંથી ભસ્મો અને રસોનો પૂર્ણ ઉઠાવ અને સેંકડો સર્ટીફીકેટો મોજુદ છે. અમારી ભસ્મો અને રસોના પરેજી ના રાખે તોપણ શરીર બગડવાનું કે ફુટી નીકળવાનો જરાપણ ભય નથી. અમૃત તુલ્ય ફાયદો કરે છે. ભસ્મો રસોના શોખીન અને જાણ સજ્જનોને અમારી ભસ્મો અને રસ વાપરવાની ખાસ જીગરથી ભલામણ છે. એક આનાની ટીકીટ મોકલવાથી સેંપલ મોકલવામાં આવશે.

---

પહેલવાનને યાકુતિ વીસ જાતના પ્રમેહને દુર કરે છે.

**૨૭ અભ્રકભસ્મ**—બળ, બુધ્ધિ તથા આયુષ્ય વધારી શ્વાસ, દમ, પુરાણી ખાંસી, ધાતુક્ષય, પીત્ત, કફ, વગેરે નાશ કરી નિરોગી શરીર બનાવે છે. માત્રા ૧થી ૨ રતિ પીપર અને મધ સાથે અગર સોનાના વરક સાથે સાંજ સવાર ખાવી. નં. ૧ સહસ્ત્રપુટી તોલા ૧ના રૂ. ૫૦) નં. ૨ પાચસો પુટી તોલા ૧ના રૂ. ૨૫) નં. ૩ ત્રણસો પુટી તોલા ૧ના રૂ ૧૫–૦–૦

**૨૮ કાન્તલોહ**—અસલ હવાઈની ગજવેલને લોહ ચુંબક પાઇ તેનો અતરડાથી શુધ્ધ ભુકો કરી શાસ્ત્રમા બતાવેલી બળીષ્ટમા બળીષ્ટ ભાવનાથી આ ભસ્મ તૈયાર થાય છે. નપુશકતા, હાથ રસથી આવેલી નબળાઇ, પાડું, કમળો, બરોલ, અશક્તિ, સગ્રહણી, રકતપિત્ત, મંદાગ્નિ વગેરે રોગોને દુર કરી લોહી સુધારી નિરોગી શરીર બનાવે છે. અનુપાન ત્રિફળ ને મધ સાથે અગર પીપર ને મધ સાથે ૧થી ૨ રતિ સાંજ સવાર ખાવી. દૂધ, ઘીનો વપરાશ રાખવો.

**૨૯ ત્રિબંગ ભસ્મ**—પ્રમેહ, વિર્યશ્રાવ, જ્ઞાનતંતુઓની નબળાઇ, અશક્તિ ને નેત્રરોગ માટે અકસીર છે. માત્રા ૧થી ૨ રતિ સાંજ સવાર નાગરવેલના પાન સાથે અગર મધ સાથે ખાવી.

ત્રિબંગ ભસ્મ તોલા ૧ની કીં. રૂ. ૫) અને બંગ ભસ્મ તોલા ૧ની કીં. રૂ. ૪–૦–૦

**૩૦ સુવર્ણ માક્ષીક ભસ્મ**—સ્ત્રીઓના સુવાવડ, ગર્ભાશયના રોગ માટે, કંઠ સુધારવા સારૂ, જીર્ણજ્વર વગેરે માટે માત્રા ૧થી ૨ રતિ મધ ને પીપર સાથે તોલા ૧ની કીં. રૂ. ૨–૦–૦

**૩૧ પરવાલ ભસ્મ**—પ્રમેહ, ખાંસી, મગજની નબળાઈ અને અશક્તિ માટે માત્રા ૧થી ૨ રતિ પીપર અને મધ સાથે.

તોલા ૧ની કીં. રૂ ૨-૦-૦

**૩૨ સુવર્ણ વસંત માલતી અસલ**—ક્ષય, જીર્ણજ્વર, પ્રદર, ધાતુક્ષય, ખાંસી, દમ, મગજની નબળાઈ, અશક્તિ માટે અકસીર છે. આ દવા શાસ્ત્રમા લખેલા આધારે સાચા મોતી, સોનાના વરક વગેરે અમૂલ્ય ચીજો નીમેલા પચના રૂબરૂ મીલાવટ કરવામા આવે છે. દરેક સજ્જનોને આ દવા વાપરવાની અમારી ખાસ ભલામણ છે. માત્રા ૧થી ૨ રતિ મધ ને પીપર સાથે સાંજ સવાર ખાવી. તોલા ૧ની કીં. રૂ. ૧૮) અને લઘુ માલતી તોલા ૧ની કીં. રૂ. ૮)

તે સિવાય સફેદ ત્રામભસ્મ આ એક અમારા મહાત્માની પ્રસાદી છે અને સોના. ચાંદી. જસત, ત્રાંસુ વગેરે ધાતુ અને ઉપધાતુઓની ભસ્મો સારામા સારી પ્રમાણિક અને વ્યાજબી ભાવથી મળશે.

## રસો.

**૩૩ ચંદ્રોદય રસ નં. ૧લો (સુવર્ણ ઘટીત.)** નપુંસકતા માટે ખાસ અકસીર તે ઉપરાંત ક્ષય, દમ, પ્રમેહ, વગેરે સર્વ રોગોને આ દવા સિંહ સમાન ગર્જના કરી તન્દુરસ્ત શરીર બનાવે છે. નં. ૧ તોલા ૧ની કીં રૂ ૧૭૦) નં. ૨ તોલા ૧ની કીં. રૂ ૨૫-૦-૦

અનુપાન કસ્તુરી, બરાસ, જાયફળ, જાવંત્રી અને લવીંગ વગેરે દરેક ચીજ રસથી અમણી લઈ નાગરવેલના પાનમાં ગોળીઓ વાળી ખાવી.

**૩૪ સિધ્ધ મકરધ્વજ રસ**—નપુંસકપણું, વિર્યશ્રાવ, ક્ષય, દમ, વામાવિલાસ અને પહેલવાને યાકુતિએ હજારો સર્ટીફીકેટ મેળવ્યા છે.

શ્વાસ વગેરે રોગોને દૂર કરી ભગવાનને પુષ્ટ શરીર બનાવે છે એકેક ગોળી સવાર સાંજ નાગરવેલના પાન સાથે ખાવી.

તોલા ૧ની કીં. રૂ ૧૨-૦-૦

૩૫ સુવર્ણપર્પટી— સંગ્રહણી, ક્ષય, સોજા વગેરે માટે અકસીર મધ તથા પીપર સાથે ૧થી ૨ રતિ લેવી.

તોલા ૧ની કીં રૂ ૬૫ ૦-૦

૩૬ પંચામૃતપર્પટી—સંગ્રહણી, દમ, ક્ષય, વગેરે રાગો માટે અકસીર. તોલા ૧ની કીં રૂ. ૫-૦-૦

૩૭ રસસિંધુર— નપુંશકતા, વિર્ય, વિકારના તમામ દોષો મટાડી તન્દુરસ્ત શરીર બનાવે છે. તોલા ૧ની કીં. રૂ. ૧૦-૦-૦

તે સિવાય તમામ જાતના રસો, પારદગોળી, ગંધકજલાસ, માખણીયો પારો વગેરે ચમત્કારી રસો વ્યાજબી ભાવથી મગાવી એક વખત અમારી ભસ્મો અને રસો વાપરી ખાત્રી કરો.

## ૩૮ મત્રાશ્મરી પેસાબની પથરી કાંકરીનો ઇલાજ.

પેશાબના ક્ષારોમા વધારો થવાથી અગર બીજા ક્ષારો પેદા થઇ તેની ધીમે ધીમે પથરી બંધાય છે. અને લીવરના અવ્યવસ્થિત ક્રિયાને લીધે પેસાબના ગુરદામા પડે છે. અને ત્યા પથરી બંધાય છે. પહેલા નાની ને પછી દિનપ્રતિદિન વધીને મોટી થાય છે.

પથરી બંધાતી હોય છે. ત્યારે મૂત્રાશય ફુલી જાય છે. અને અંદર અત્યંત વેદના થાય છે. મૂત્ર બકરાના જેવા પીળો, લાલ વાસવાળો આવે છે. ઘણું કષ્ટ સાથે ટીપે ટીપે પેસાબ ઉતરે છે. દરદી ધ્રુજે છે.

* અમારી ફાર્મસીમાં હિમાલય, સેત્રુંજો વગેરે પહાડી વનસ્પતિઓ વાપરવામાં આવે છે.

દાંત કરડે છે. નાભી દબાયા કરે છે. પેસાબની નળીને મસળ્યા કરે છે. પથરી ગુરદામાંથી પેઢુંમાં અને ત્યાંથી પેસાબ નળીમાં જતા ઘણી અત્યંત વેદના થાય છે. માણસો ધારે છે કે, ખાવા પીવામાં રેતી વગેરે જવાથી થાય છે. તે વાત તદ્દન ખોટી છે. આ કાતીલ હઠીલા દરદ માટે અમારી ફાર્મસીમાં મહાત્મા શ્રી ગુરૂજીના પૂજ્ય પ્રતાપથી વગર ઓપરેશનથી ગમે તેની મોટી પથરીને ગાળી તેના રજકણો પેસાબ વાટે નીકળી જાય છે અને આ દરદ ફરી કોઇ વખત થતું નથી આ એક દૈવ્ય પ્રસાદી છે, આવા દરદીને તુરત અમારી દવાની મદદ લેવી જોઇએ આથી અત્યંત દુઃખમાંથી મુક્ત થઇ નકામા ખર્ચથી બચો. ડબી એકની કીં. રૂ ૫-૦-૦

## ૩૯ ઝામરવા અને આદાશીશીની રામબાણ દવા.

આ બન્ને મગજના દુઃખદાયક દરદ છે. મગજ ખરાબ હોવાથી તેમાં કમી (જીવ) પડી આ દરદ થાય છે ઝામરવા નામનો વાયુ દરેક માણસમાં હોય છે. પણ તે જ્યારે વિકાર પામે છે. ત્યારે આંખ, દાંતે કે વાળે ઉતરે છે. તો તેને કબજામા રાખવા સારૂ અવશ્ય દવા ખાવી જોઇએ. ગમે તેવા ઝામરવા અને આદાશીશી અમારી દવા તુરત દશ મિનિટમાં ચમત્કાર રીતે તે વેદનાને બંધ કરી ત્રણ દિવસ દવા ખાવાથી આ દરદ ફરી થતું નથી. ડબી એકની કીં. રૂ. ૨-૮-૦

## ૪૦ સારણગાંઠ–અંતરગાંઠ (હર્નિયા.)

પેટનું આંતરડું વિકાર પામી (૧) સાથળના મૂળમાં સરીને ઉતરી આવે છે. (૨) વૃષણની કોથળીમાં સરી આવે છે. (૩) તેમજ નાભીના

---

અમારી ફાર્મસીમા યંત્ર કે મશીન વગર અમારા હાથે સર્વે દવાઓ બનાવવામા આવે છે.

છિદ્ર વાટે પેટ ઉપર ચઢી આવે છે. આ ત્રણ રીતે આ દરદ અત્યંત વેદના કરે છે, તેના માટે અમોએ બંગાળી ભાષાના જુના પુસ્તકનો અખતરો કરેલો સોએ સો ટકા સારો નીવડયો છે. આવા ઘણાં દરદીઓનો આશીર્વાદ લીધો છે. આવા દરદથી રીબાતા દરદીઓને ખાસ વજન દઈ લખવામાં આવે છે. તુરતજ દવા મંગાવો.

ડબી એકની કીં. રૂ. ૨-૮-૦

## ૪૧ સુરમા.

શુધ્ધ સાચા મોતી મંગાવી બીજી વસ્તુઓની મેળવણી કરી સારામાં સારી રીતે સુરમાઓ બનાવવામાં આવે છે. તે આંખની ઝાંખ, રતાશ, અશ્રુશ્રાવ, પાપણના રોગો વગેરે રોગોને દૂર કરી દીવા જેવા ચક્ષુઓ બનાવે છે.

શુધ્ધ સાચા મોતીનો સુરમો નં. ૧ તોલા ૧ની કીં. રૂ. ૨૦-૦-૦ નં. ૨ની કીં. રૂ. ૫) નં. ૩ની કીં. રૂ. ૨-૦-૦ આ સુરમાઓ આંખોના તમામ રોગોને દૂર કરે છે.

## ૪૨ દારદનો અકસીર મલમ.

કાળી, રાતી ગમે તેટલી મુદ્દતના દાદરને એકદમ મટાડે છે.

ડબી એકની કીં. રૂ. ૦-૮-૦

## ૪૩ યુનાની બામ.

માથાના તમામ દરદોને પાંચ મિનિટમાં તાજુબી સાથે મટાડે છે.

ડબી એકની કીં. રૂ. ૦-૮-૦

## ૪૪ દંતમંજન.

દાંતનો સડો, દાત હલવા, દુઃખવા મુખની દુર્ગંધ, દાતના તમામ દરદોને દુર કરે છે. ડબી એકની કી. રૂ. ૦-૮-૦

## ૪૫ ખુબસુરતી મલમ.

મોઢા ઉપરના ખીલ, કાળા ડાઘા, છાયા, બન્છટ વગેરે ખામીઓ દુર કરી ગુલાબી ચળકતો ચહેરો બનાવે છે. ડબી એકની કીં. રૂ. ૧-૪-૦

## ૪૬ કોકીલકંઠી.

ગાનાર, ભાષણો, કરનાર વગેરે લોકોને અમુલ્ય ચીજ ગળાના તમામ દોષો સુધારી કોયલના જેવો રાગ કરે છે.

ડબી એકની કી. રૂ. ૧-૪-૦

## ૪૭ પાંચે પ્રકારની ખાંસીની રામબાણ દવા.

ગમે તેવી ખાંસીને ૨૪ કલાકમા ધીમી પાડી ત્રણ દિવસમા તદ્દન મટાડી દે છે. ડબા એકની કીં રૂ. ૧-૮-૦

## ૪૮ ગુલ્મકુઠાર રસ.

પેટનાવાયુનો ગોળો, ચુંક, અજીર્ણ છ તીના દરદો તથા પેટના તમામ દરદો મટાડી કકડી ભૂખ લગાડે છે. ડબી એકની કીં રૂ ૧-૪-૦

## ૪૯ ચમત્કારી સાબુ.

આ સાબુના લગાડવાથી ચામડી કાળી પડતી નથી, કે કાંઇ ઇજા થતી નથી, ને પાંચ મિનિટમા વાળનો નાશ કરી તે જગાએ જીંદગી સુધી વાળ ઉગતા નથી ડબી એકની કીં. રૂ ૩-૮-૦

## ૫૦ શ્રીવશ્ય ચમત્કારી લેપ.

પુરૂષના ગુપ્ત ભાગ ઉપર લેપ કરી પછી સંયોગ કરવાથી સ્ત્રી દાસની માફક થઈ જાય છે. અર્થાત વશિભુત્ થાય છે. કામ શાન્ત થાય છે. આ ઉપાય રામબાણુ છે. ડબી એકની કીં. રૂ. ૩-૦-૦

## પ૧ યોની સંકોચન ગુટિકા.

સો વખતની પ્રસૂતા હોય તદાપિ કુંવારી કન્યા સમાન યોનિ બને છે. આ પ્રયોગ ઘણોજ ઉત્તમ અને રામબાણ છે. કીં રૂ. ૨-૮-૦

## પર કર્ણનિવારણ તેલ.

કાનની બહેરાશ, પાક, જખ્મ વગેરે કાનના તમામ દરદોને આ તેલ દુર કરે છે. શીસી એકની કીં. રૂ. ૧-૪-૦

## શ્રી મહાત્માજીની દૈવ્ય પ્રસાદી કે ચમત્કારી પ્રયોગો.

## પ૩ મૃતસંજીવની અંજન.

ગમે તે સ્થિતિ, માણુસ છેલ્લા શ્વાસ મૂકતો હોય, આંખ, કાન, જીભ, વગેરે ઈંદ્રીયો મૃત થઈ ગઈ હોય તોપણ પરમપૂજ્ય અમારા ગુરૂશ્રી ગોવિંદદાસજીની પ્રસાદીથી ફરી તે માણુસ સાજા માણુસની પેઠે વાતચીત્ત કરવી, ખાવું, પીવું વગેરે માગે છે. આવી રીતે આ દવાનો વધારેમાં વધારે ૭ કલાક ગુણુ રહે છે. આ ઔષધ દૈવ્ય ચમત્કાર નહિ, તો શું કહેવાય. શીશી એકની કીં રૂ ૨૫) નમુના માટે રૂ. ૫-૦-૦

## પ૪ સૂર્ય ચંદ્ર ગ્રહણુ વખતનો રામબાણુ પ્રયોગ.

ગમે તેવા કારણુથી કોઈ માણુસ દિવાનો થઈ ગયો હોય, બુદ્ધિ ફરી ગઈ હોય, મગજ નબળું પડી ગયું હોય, યાદશક્તિ નાબુદ થઈ હોય,

પણ સૂર્ય ચંદ્ર ગ્રહણ બરાબર ઝલાય ત્યારે આ દૈવ્ય ચમત્કારી દવા એકજ વખત ખાવાથી માણસનું મગજ તુરત ઠેકાણે આવી દીવાનાપણું મટી અજબ યાદશક્તિ આવે છે. ડબી એકની કીં. રૂ. ૫-૦-૦

## ૫૫ રતવાની દવા.

કોઠાની ગરમી દૂર કરવા માટે આ લાઇલાજ છે. બાળક ગર્ભાશયમાંથી આ દરદ લઈ પેદા થાય છે. માટે સ્ત્રી ગર્ભવંતી હોય તે વખત આ દવાનું સેવન કરવાથી ગર્ભનું પૂર્ણ સંરક્ષણ થાય છે. અને બાળક નિરોગી અને મજબુત અવતરે છે.

ડબી ૧ ની કિંમત રૂ. ૧-૮-૦

## ૫૬ ભારગોળી.

બાળકની માની બેદરકારીથી નાનાં બચ્ચાંને પેટમા ભાર રહે છે. વળી માટી અને એવાજ બીજા નકામા પદાર્થ રમતા રમતા બાળકો ખાય છે જેથી આ દરદ થાય છે, તો તેને માટે આ ભારગોળી ચોકસ ઇલાજ છે, બચ્ચાનો દરદ સાથનો તાવ પણ ઉતરે છે.

ડબી ૧ ની કીં. રૂ ૧-૦-૦

## ૫૭ ધાવણ વધારવાની દવા.

જે સ્ત્રીઓને કેટલાક કારણોથી બચ્ચાંઓના ખોરાકરૂપી દુધ ઓછું આવતું હોય અગર ન આવતું હોય તો મજકુર દવાના સેવનથી ધાવણનો સુધારો થશે નાનાં બચ્ચાને દુધનો ખાસ આધાર છે માટે જે બ્હેનોને ઓછું ધાવણ આવતું હોય તેઓને વાપરવા ખાસ ભલામણ છે. ડબી ૧ ની કીં. રૂ. ૧-૦-૦

---

## ૫૮ ચમત્કારી અંજન.

કોઈપણ માણસ દવા ખાવાથી વિરૂદ્ધ હોય તેને કોઇપણ જાતના તાવ, મૂર્છા, બેભાનપણું હોય ત્યારે આ ચમત્કારી અંજન આંખમા આંજવાથી તુરત અજાયબ રીતે તમામ દરદોનો નાશ થાય છે. ને માણુસ તન્દુરસ્ત થઈ જાય છે. ડબી એકની કીં. રૂ. ૫–૦–૦

## ૫૯ ચમત્કારી જુલાબ.

બાળક, વૃધ્ધ, ગર્ભવંતી સ્ત્રી કોઈપણ માણુસ આ દવાનો લેપ નાભી (ડુંટી) ઉપર લગાવવાથી વગર અડચણે જુલાબ લાગે છે બંધ કરવા સારૂ ટાઢા પાણીથી પેટ ધોઇ નાખવું

ડબી એકની કીં. રૂ. ૨–૦–૦

આ તમામ દવાઓ અમારા પરમ પૂજ્ય ગુરૂશ્રીની પ્રસાદિ છે આ ફાર્મસી તેમના પુન્ય પ્રતાપ અને આશીર્વાદથી ચાલે છે. કોઇપણ માણુસ ગમે તે જાતની દવા માંગશે તે આપવામાં આવશે લખી ન શકાય તેવી દવાઓ પણ માંગશો તોપણ આપને પૂરી પાડવામા આવશે. તથા યોગ્ય ખુલાસો આપવામાં આવશે. અમુક કારણોને લઈ જે દરદો દવાઓથી પણ ન મટી શકતા હોય તેવા દરદોને પણ અમારા ગુરૂશ્રીના સિદ્ધ વચનોથી મટાડી શકીશું ? અમારી નમ્ર અરજ છે કે, અમારી અને અમારી દવાઓની એક વખત ખાત્રી કરો. જે માણુસો વૈદ્યો, ડાકટરો, હકીમો વગેરે ઠેકાણે દવાઓ કરાવી કરાવી કંટાળી ગયા હોય તેમને આ છેલ્લી વખત જાણી અમારી દવાની ખાત્રી કરો એની નમ્ર અરજ છે.

દરેક પત્ર વ્યવહાર ખાનગી રાખવામાં આવશે માટે ગુપ્ત દરદની સવિસ્તર હકીકત લખવા તસ્દી લેવી.

દરેક દવાઓની કીંમત તેના બનાવટ અને ઉપયોગીપણા પ્રમાણે વ્યાજબી તથા પ્રમાણીક રીતે રાખવામાં આવી છે ક્ષય, સંગ્રહણી, દમ વગેરે જે મહા ભયંકર દરદો છે. તેના માટે ગૃહસ્થો માટે એક માસની દવાના રૂ. ૨૫) સાધારણ માણસો પાસેથી રૂ. ૧૨ અને તદ્દન ગરીબ અને નીરાધાર લોકોને મફત દવા આપવામા આવશે.

બહાર ગામ જે માણસો બોલાવશે તેના પાસેથી એક પાઈ પણ લેવામા આવશે નહિ ફક્ત વૈદ્યરાજનું આવતા જતાનું સેકન્ડ કલાસ ભાડુ આપવું પડશે તથા નોકરનું થર્ડ કલાસ ભાડુ આપવું પડશે

## ચિકિત્સક બંધુઓને ખુશ ખબર.

આયુર્વેદિકમાં પાસ થએલી રજીસ્ટર દવાઓ, ભસ્મો દરેક જાતના રસો, ચૂર્ણો, આસવો, કવાથો, તેલો, ધૃતો, વગેરે વ્યાજબી ભાવથી યોગ્ય કમીશન કાપી મોકલવામાં આવશે.

## આર્યવૈદિકની નવીન શોધ.

દુનીઆમાં-અસાધ્ય ગણાતા રોગ—વાઈ, ગોથુચિત્ત ભ્રમ, હીસ્ટ્રીયા ને દીવાનાપણાને મટાડવાનો રામબાણ પ્રયોગ વાઈ, ગોથુ, ને ચિત્ત ભ્રમનો જીવડો મગજમાં રહે છે. તેને ખાવાની દવા તથા સુંઘવાની દવાના પ્રયોગોથી આ જીવડો કાઢીએ છીએ પછી જીંદગીમાં આ ખુર દરદ ફરી થતુ નથી આ દવાની બનાવટની વનસ્પતિ બરફ વાળા પહાડોમાંથી મંગાવવી પડે છે. જેથી કીંમત છેવટમાં રૂ. ૨૫)

રાખવામાં આવી છે. રૂપીઆ પચીસ ખરચી આપની જીંદગી સુધારો.

## ચમત્કારી ધુપ.

આ ધુપ શુધ્ધ વનસ્પતિની બનાવટ છે. આ ધુપથી મચ્છર, માકડ, ચાંચડ, વગેરે જંતુઓ તથા સાપ વીંછી વગેરે ઝેરી જીવો પોતાનું સ્થાન મુકી તુરત ચાલ્યા જાય છે. તેની તુરત ખાત્રી કરવા સારૂ સાપના સ્થાને ધુપ કરવાથી સાપ નાસવા માંડે છે.

કીંમત ડબ્બી એકની રૂ. ૧-૪-૦

## રાજવૈદ્ય ગુલભાઇ જીભાઇ પઠાણ.

માલિક "બાલ આયુર્વેદિક ફાર્મસી."

કોઠ ગાંગડ સ્ટેટ, જીલ્લે અમદાવાદ. (ગુજરાત).

# સુપ્રસિદ્ધ અભિપ્રાય.

## મહેરબાન કારોલના દરબાર શ્રી ગુમાનસિંહજી સાહેબનો અભિપ્રાય.

---

ગાંગડ સ્ટેટના રાજવૈદ્ય ગુલાબભાઇ જીભાઇ

પહાણુ.

આપની ફાર્મસીની દવાઓ મારા તાબાના માણસોના દમ, શ્વાસ, પ્રમેહ, ચાંદી, વિચાપુટક અને કમળાકની માં વાપરેલી, તેમના ઘણા વખતનાં દરદો પંદર દિવસ દવા વાપરતાં તદ્દન નાબુદ થયા છે આપની ફાર્મસીની મુલાકાત લેતાં ભસ્મો, રસો, વગેરે બનાવટનું કામ જોતા મને ઘણોજ સંતોષ થાય છે. અને આ ફાર્મસીની દવાઓ વાપરવા માટે દરેક લોકોને ખાસ ભલામણ કરવામાં આવે છે તેમજ આપના ધંધામાં પ્રમાણિકતા જોઇ મને આનંદ થાય છે.

ગુમાનસિંહજી.
કસ્ટમ ઇન્સ્પેકટર.